કેળવણી ખાતા તરફથી પાઠ્યપુસ્તક તરીકે મંજુર )

થમિક શાળાઓ માટે

# ભૂગોળવિદ્યા.

## ભાગ ૧લો.

( અંગ્રેજી પહેલા ધોરણ માટે )

રચી પ્રસિદ્ધ કર્તા.

આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરૂચ.

કિંમત ૦-૪-૦.

( કેળવણી ખાતા તરફથી પાઠય પુસ્તક તરીકે મંજુર. )

# SECONDARY SCHOOL GEOGRAPHY.

## PART I.

( For Standard I )

---

BY


A. M. DIVANJI, B. A.,

( Bombay Educational Service )


---

# ભૂગોળ વિદ્યા.

( માધ્યમિક શાળાઓ માટે )

ભાગ ૧ લો.

---

( અંગ્રેજી પહેલા ધોરણ માટે )


રચી પ્રસિદ્ધ કર્તા,

આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.,

ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર-ભરૂચ..


---




ત્રીજી આવૃત્તિ.

---

સોલ એજન્ટ,

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત.

---

ઇ. સ. ૧૯૨૫

# પ્રસ્તાવના.

પાંચ વર્ષ થયાં માધ્યમિક નિશાળો માટે સરકારે ભૂગોળનાં ધોરણ પસાર કરેલાં છે પણ તે ધોરણને અનુકૂળ એક પણ ચોપડી પ્રસિદ્ધ થયેલી નથી. આથી શિક્ષકો અને શિષ્યોને ઘણી અગવડ પડતી. તે દૂર કરવાને આ ગ્રંથ કર્ત્તાએ પ્રયાસ કરી અંગ્રેજી પાંચે ધોરણો માટે ભૂગોળ તૈયાર કરી છે અને તે હાલ એકેક ભાગમાં છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે. વળી યુરોપના મહાન્ વિગ્રહને લીધે યુરોપ ખંડની, આફ્રિકાની અને એશિઆની ભૂગોળ બદલાઈ ગયેલી છે. ગ્રંથકર્ત્તાએ જે પાંચે ભાગ તૈયાર કરેલા છે તેમાં ઇ. સ. ૧૯૨૨ સુધી જે રાજદ્વારી ફેરફારો થયલા છે તે સઘળા દાખલા કરેલા છે. આયર્લાંડના બે ભાગો થયેલા છે. દક્ષિણનો ભાગ ફ્રી સ્ટેટ ઑફ આયર્લાંડ અને ઉત્તરનો ભાગ નૉર્થ આયર્લાંડ નામે ઓળખાય છે.

શિક્ષકોએ ભૂગોળનો વિષય શિક્ષણ આપતી વખતે રસિક કરવા પ્રયાસ કરવો અને તે માટે તેમણે બીજાં પુસ્તકોમાંથી વિશેષ જ્ઞાન મેળવી તૈયાર થઈ ક્લાસમાં જવું. આ પુસ્તકોમાં પ્રાકૃતિક ભૂગોળ દરેક ધોરણને અનુસરતી છે. શિક્ષકે દેશની સ્થિતિનો આધાર કુદરતી કારણો પર છે તે બાબત ઉપર છોકરાઓનું ખાસ ધ્યાન ખેંચી શીખવવું અને વિષય શીખવતી વખતે કેટલુંક જ્ઞાન ખાસ નકશામાંથી આપવું.

શહેરો જોડે આંકડા આપેલા છે તે વસ્તીના છે. નદી જોડે આંકડા આપેલા છે તે નદીની લંબાઈ માઇલમાં બતાવે છે અને પહાડ જોડે આંકડા છે તે ઉંચાઈ ફુટમાં બતાવે છે. આ આંકડા ગોખાવવાના નથી.

અમદાવાદ.
તા. ૧૨-૩-૨૩

આ. મો. દીવાનજી.

# Curriculum of Geography for Standard I,

(*a*) The World.

Continents, Oceans, the great Low-lands and High-lands.

Portions of the world in outline.

Asia (Boundaries, Coastline, plains and plateaus, mountain and river systems, countries, their capitals and seaports).

(c) *India or British possessions in detail.*

India in outline as above, to-gether with the administrative divisions, chief towns and places of interest in the Bombay Presidency.

(D) General.

Formation of plains and valleys, springs, rivers, their basins and water partings; climate as affected by height above the sea level; Latitude and Longitude.

(ē) Observation work.

Observation of the shadow of a vertical rod at different times of the day.

(f) Practical work.

Drawing the plan of a class room to scale; Reading a similar plan; Approximate measurement of a distance by pacing and other simple ways. Representation of land and water by shadow or colouring; Filling in particulars learnt in an outline map of the Bombay Presidency.

---

# ભૂગોળવિદ્યા

## ભાગ ૧લો.

### ( અંગ્રેજી પહેલા ધોરણ માટે. )

તમે ચોથા ધોરણમાં ગુજરાતના ખાસ જ્ઞાન સાથે મુંબઈ ઇલાકાની અને હિંદુસ્તાનના સામ્રાજ્યની સામાન્ય હકીકત શીખી ગયા છો. આ ધોરણમાં તમારે પૃથ્વીના વિભાગો, પાણીના વિભાગો વગેરે શીખવાનું છે.

### પૃથ્વીના વિભાગો.×

**પૃથ્વીનો ગોળો** શેનો બનેલો છે ? પૃથ્વી ઉપર જમીન અને પાણી છે. પણ એ જમીન અને પાણી નીચે નક્કર ખડક આવી રહેલા છે ને તે પૃથ્વીનું પડ કહેવાય છે. એ પડ કેટલું જાડું છે તે કહી શકાતું નથી, પણ આસરે દશેક માઇલનું હશે એલું ધારવામાં આવે છે. પૃથ્વીના પડના ઉપરના ખડક શાના બનેલા છે તે આપણે જાણી શકીએ છીએ પણ મધ્યમાં શું છે તે કોઈ જાણતું નથી. તોપણુ એટલુંતો કહી શકાય કે મધ્ય ભાગ ઘણોજ ગરમ છે અને પોકળ નથી. ખાણો, કુવાઓ, જવાળામુખી પર્વતો અને ગરમ પાણીના ઝરાથી આપણે જાણીએ છીએ કે પૃથ્વીની અંદરનો ભાગ ગરમ હોવો જોઈએ. જેમ જેમ કુવા ઉંડા ખોદવામાં આવે છે તેમ તેમ તેનુ તળીઉં વધારે ગરમ લાગે છે. જે ખાણો એક માઇલથી વધારે ઉંડી હોય છે ત્યાં તળીએ હવા વધારે ગરમ લાગે છે. ખાણને માટે જેમ જેમ ખડકો ખોદાવવામાં આવે છે તેમ તેમ દર પચાસ કે સાઠ ફુટે એક અંશ ગરમી વધારે માલમ પડે છે. તો ૪,૦૦૦ માઇલને છેટે કેટલી ગરમી હશે તેનો ખ્યાલ કરી લેવો.

× પૃથ્વીનો ગોળો લઈ શિક્ષણ આપવું.

ત્યાં એટલીતો ગરમી હોવી જોઈએ કે દરેક પદાર્થ વાયુ રૂપમાં હોવો જોઈએ. જવાળામુખી પર્વત ફાટે છે તે વખતે બતાવી આપે છે કે પૃથ્વીના પેટામાં ગણીજ ગરમી હોવી જોઈએ, અને તેથીજ અંદરથી ગરમ પ્રવાહી પદાર્થ, દેવતા અને રાખ નીકળે છે. હલકામાં હલકી ચીજ ઉપર રહે છે તેમ અસલ આખી પૃથ્વી ઉપર પાણી રહેલું હોવું જોઈએ, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ પૃથ્વી સંકોચાતી ગઈ અને કોઈ કોઈ જગાએ ખાડાઓ પડયા અને કોઈ કોઈ જગાએ જમીન વધારે ઓછી ઉપસી આવી. આ ખાડાઓ મહાસાગર થયા, ઉપસેલા ભાગોની જમીન થઈ અને તેમાંના વધારે ઉપસેલા ભાગોના પહાડો બન્યા.

## ખંડો.

### ( સાધન પૃથ્વીનો નકશો અને પૃથ્વીનો ગોળો. )

પૃથ્વીની સપાટી ઉપર નજર કરશો તો માલમ પડશે કે ઘણા ભાગ પર પાણી છે અને થોડા ભાગ પરજ જમીન છે. પૃથ્વીની આખી સપાટીનું ક્ષેત્રફળ ૧,૯૭૦ લાખ ચો. માઇલ છે. તેમાં આસરે પોણે ભાગે એટલે ૧,૪૫૦ લાખ ચો. માઇલ જમીન ઉપર પાણી ફરી વળેલું છે અને બાકીના આસરે પા ભાગ પર એટલે (૫૨૦) લાખ ચો. માઇલ ભાગ પર જમીન છે. પૃથ્વી ગોળ છે, અને તેના બે ભાગ પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ નામે ઓળખાય છે. આટલાંટિક મહાસાગર પૃથ્વીના **પૂર્વ ગોળાર્ધ** અને **પશ્ચિમ ગોળાર્ધને** છુટા પાડે છે. પૂર્વ ગોળાર્ધ **જુની દુનિયા**+ કહેવાય છે અને પશ્ચિમ ગોળાર્ધ **નવી દુનિયા** કહેવાય છે. આ બે મોટા જમી- નના વિશાળ ભાગોની નજીક તેમજ દૂર મહાસાગરમાં નીકળી આવેલા બીજા નાના મોટા બેટો પણ છે. જુની દુનિયામાં **એશિયા, યુરોપ**;

---

• ઇ. સ. ૧૪૯૨માં કોલમ્બસે અમેરિકા ખંડ શોધી કહાડયો ત્યાં સુધી લોકોને અમેરિકા ખંડનું ભાનજ નહોતું. ફક્ત તેઓને એશિઆ, યુરોપ અને આફ્રિકા ખંડજ જાણીતા હતા તેથી આ ત્રણે ખંડો જુની દુનિયા નામે ઓળખાય છે અને અમેરિકા નવી દુનિયાને નામે ઓળખાય છે. ( શિક્ષકે ખંડો એટલે શું તે સમજાવવું. જમીનના મોટા ભાગોને ખંડો કહે છે તેમ પાણીના મોટા ભાગોને મહાસાગર કહે છે. )

અને આફ્રિકા એવા મોટા ત્રણ ખંડો આવેલા છે. તેમાં યુરોપ અને એશિઆને કેટલાક એક ખંડ પણ કહે છે અને તેને યુરેશિઆ કહે છે. એ બંને ખંડોમાં લોકોની ખાશીએત, વનસ્પતિ, પ્રાણી વગેરે એક સરખાં છે અને તેથી તેને એકજ ખંડ કેટલાક કહે છે. આફ્રિકા ખંડ હવા, વનપસ્પતિ, પ્રાણી વગેરેમાં યુરેશિઆથી તદ્દન જુદો પડે છે. જુના વખતમાં એ યુરેશિઆને સુવેઝની સંયોગીભૂમિ આગળ વળગી રહ્યો હતો તે સુવેઝની નહેરથી હવે તદ્દન છુટો પડી ગયો છે. સુવેઝ આગળ હિંદી મહાસાગર અને આટલાંટિક મહાસાગરનાં પાણી હજારો વર્ષથી છુટાં રહેલાં તે એકઠાં થઈ ગયાં છે. જુની દુનિયાની વાયવ્ય તરફનો ભાગ સમુદ્ર અને પર્વતની હારથી છુટો પડી યુરોપ ખંડને નામે ઓળખાય છે અને બાકીનો ભાગ જેમાં મહાસાગરનાં પાણીની સપાટીથી ઘણીજ ઉંચી જમીન આવેલી છે તે એશિઆ ખંડ નામે ઓળખાય છે.

નવી દુનિયામાં **અમેરિકા**ના ઉત્તર અને દક્ષિણ ભાગ જે એક વખતે પનામાની સંયોગીભૂમિથી જોડાયેલા હતા તે હવે નહેરથી છુટા પડી ગયા છે અને આટ્લાંટિક અને પાસિફિક મહાસાગરનાં પાણી ત્યાં એકઠાં થઈ ગયાં છે. આ ઉપરાંત હિંદી મહાસાગરની પૂર્વે પાસિફિક મહાસાગરમાં અનેક નાના મોટા બેટોના સમૂહ આવેલા છે તેને **ઓશિઆનિઆ** અથવા **આસ્ટ્રેલેશિઆ** કહે છે. તેમાં મોટામાં મોટો બેટ આસ્ટ્રેલિઆ હિંદી સામ્રાજ્યથી પણ દોઢી જમીનવાળો છે. દરેક ખંડનો વિસ્તાર આસરે નીચે પ્રમાણે છે.

| | ક્ષેત્રફળ ચો. મા. લાખમાં. | | ક્ષેત્રફળ ચો. મા. લાખમાં. |
|---|---|---|---|
| એશિઆ | ૧૭૦ | ઉત્તર અમેરિકા | ૮૦ |
| યુરોપ | ૩૮ | દક્ષિણ અમેરિકા | ૬૮ |
| આફ્રિકા | ૧૧૫ | આસ્ટ્રેલિઆ | ૩૫ |

*આસ્ટ્રેલિઆ અને તેની આસપાસ નજીકના બેટો ન્યૂઝીલાંડ સહિત ઑસ્ટ્રેલેશિઆ કહેવાય છે.

જો વધારે બારીકીથી તપાસીશું તો માલમ પડશે કે વિષુવવૃત્તની ઉત્તરમાં દક્ષિણ કરતાં તેર ગણી જમીન આવેલી છે. વળી જમીનનો ઘણો જથ્થો એકજ ભાગમાં આવેલો છે ને જો તે પ્રમાણે પૃથ્વીના બે ગોળાર્ધ કરીએ તો લગભગ બધા ખંડો એકજ ગોળાર્ધમાં આવે છે અને લંડન તેના મધ્ય બિંદુ તરીકે આવે છે. આજ કારણને લીધે લંડન દુનિયાના વેપારનું મથક થઈ પડયું છે. પાણીવાળા ગોળાર્ધમાં ન્યૂઝીલાંડ મધ્યબિંદુ પર આવે છે.



આ બધા ખંડોના દક્ષિણ છેડા તરફ દ્વીપકલ્પો આવેલા છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં દક્ષિણે દ્વીપકલ્પો છે. યુરોપની દક્ષિણે દ્વીપકલ્પ છે. આફ્રિકા જાતેજ દક્ષિણમાં દ્વીપકલ્પ છે. એશિઆમાં દક્ષિણે હિંદુસ્તાન એ એક મોટો દ્વીપકલ્પ છે.

જુની દુનિયામાં પહાડો ઘણે ભાગે પૂર્વ પશ્ચિમ આવેલા છે ને નવી દુનિયામાં ઉત્તર દક્ષિણ આવેલા છે. પૂર્વ ગોળાર્ધમાં હિમાલય પર્વતની હાર મુખ્ય છે. તે પશ્ચિમમાં પિરિનીઝથી શરૂ થાય છે અને છેક પૂર્વે પાસિફિક સુધી પહોંચેલી છે. એ પર્વતોની હારોની વચ્ચે કેટલાક *ઉચ્ચ પ્રદેશો આવેલા છે. પશ્ચિમ ગોળાર્ધમાં દક્ષિણમાં આંડીઝ પર્વતથી હાર શરૂ થઈ ઉત્તર અમેરિકામાં રોકી પર્વત નામે ઓળખાઈ એશિઆના ઈશાન ખુણામાં જાય છે. ત્યાંથી તે હાર એલ્યુશીઅન, કયુરાઇલ, જાપાન, લુચુ, ફિલિપાઈન,

*દરીઆની સપાટીથી ૧,૦૦૦ ફુટ કરતાં જે પ્રદેશ વધારે ઉંચો હોય છે તે પ્રદેશ ઉચ્ચપ્રદેશ કહેવાય છે. દાખલા તરીકે દક્ષિણનો ઉચ્ચપ્રદેશ.

અને બોર્નીઆમાં થઈ ન્યૂઝીલાંડ સુધી જાય છે. આ બેટો એક વખતે પર્વત હતા અને તે ધરતીકંપ કે કોઈ કારણને લીધે ડુબી ગયા અને આ બેટો તે પર્વતોના શિખરો છે. આજ કારણને લીધે આ ભાગમાં જ્વાળામુખી પર્વતો ઘણા છે.

ઉચ્ચપ્રદેશો ખંડોની વચમાં અથવા તો પહાડોની હારો વચ્ચે આવેલા છે. યુરોપનો મધ્ય ભાગ ઉચ્ચપ્રદેશ છે. હિમાલયનો ઉત્તરનો ભાગ ઉચ્ચપ્રદેશ છે અને તે દુનીઆમાં ઉંચામાં ઉંચો (૧૩,૦૦૦ ફુટ) ઉચ્ચપ્રદેશ છે. કેટલીક વખતે પહાડની તળેટીથી દરીઆ સુધી લાંબો જમીનનો નીચો પ્રદેશ હોય છે. ગંગા નદીનું મેદાન એવો પ્રદેશ છે પશ્ચિમ ઘાટની પૂર્વનો પ્રદેશ ઉચ્ચપ્રદેશ છે ને તેનો ઢાળ પૂર્વ તરફ છે. આંડીઝ અને રોકી પર્વતના પૂર્વ ભાગ પણ ઉચ્ચ પ્રદેશ છે અને તેના ઢાળ પૂર્વ તરફ છે. પશ્ચિમ ઘાટના પશ્ચિમ ભાગ અને સમુદ્ર વચ્ચે નાનો નીચો પ્રદેશ છે.

## પાણી.




આગળ કહ્યું છે કે પૃથ્વીની સપાટી ઉપર પ્રથમ પાણી હતું પણ પાછળથી જ્વાળામુખી અથવા બીજા કારણોને લીધે પૃથ્વીના સંકોચાવાથી

ઉપલા પડમાં ખાડા પડયા અને તેમાં પાણી એકઠું થયું. એ ખાડા **મહાસાગર** નામે ઓળખાય છે.

**महासागरः**—પૃથ્વીની સપાટી ઉપર લગભગ ¾ ભાગમાં મહાસાગરનું પાણી છે. તેની વચ્ચે વચ્ચે જમીનના ભાગ આવવાથી તેના પાંચ ભાગ પડેલા છે. એ દરેક પાણીના મોટા ભાગને **મહાસાગર** કહે છે. આ મહાસાગરો એક બીજાની સાથે સંધાએલા છે (બે મોટા મહાસાગરોને જોડનારો નાનો પાણીનો ભાગ સામુદ્રધુની કહેવાય છે. ધુની=નદી–સમુદ્રની નદી). કોઈ કોઈ વખત કિનારા તરફ મહાસાગરોના નાના ભાગો જમીનને કિનારે આવેલા હોય છે તે **સમુદ્ર** અથવા **અખાત** કહેવાય છે. (સમુદ્રની અણી જમીનમાં ગએલી હોય છે એટલે સમુદ્રનાં પાણીની આજુબાજુ ત્રણ બાજુએ જમીન હોય છે ત્યારે તેને અખાત કહે છે). મહાસાગરો પાંચ છે.

**आट्लांटिक महासागरः**—જુની દુનિયાની પશ્ચિમે અને નવી દુનિયાની પૂર્વે છેક ઉત્તરથી છેક દક્ષિણ સુધી આ મહાસાગર આવેલો છે. તેનો કિનારો ઘણો ખાંચાવાળો છે અને પૃથ્વી ઉપરની લગભગ અડધી નદીઓ તેમાં પડે છે.

**पासिफिक महासागरः**—પૂર્વ ગોળાર્ધની પૂર્વે અને પશ્ચિમ ગોળાર્ધની પશ્ચિમે છેક ઉત્તરથી દક્ષિણ સુધી આ મહાસાગર આવેલો છે. એ સૌથી મોટો છે. તેની લંબાઈ પૂર્વથી પશ્ચિમ ૧૨,૦૦૦ માઇલ અને પહોળાઈ ૮,૦૯૦ માઇલ છે. તે ૫॥ કરોડ ચો. મા. જગ્યા રોકે છે.

**हिंदी महासागरः**—એશિઆની દક્ષિણે છેક દક્ષિણ મહાસાગર સુધી આ મહાસાગર પથરાએલો છે. તેનું ક્ષેત્રફળ લગભગ આસરે ૧॥ કરોડ ચો. મા. છે.

**उत्तर महासागरः**—ઉત્તર ધ્રુવ તરફ આવેલો મહાસાગર ઉત્તર મહાસાગર નામે ઓળખાય છે. એમાં વરસનો ઘણો ભાગ બરફ રહે છે. તેટલા માટે એ આગબોટોને એટલે વેપારને ઉપયોગનો નથી.

**दक्षिण महासागरः**—દક્ષિણ ધ્રુવ તરફ આ મહાસાગર આવેલો છે અને ઉત્તર મહાસાગરની માફક એમાં પણ બરફજ રહે છે.

ઉત્તર ગોળાર્ધ કરતાં દક્ષિણ ગોળાર્ધમાં પાણી ત્રણગણું છે. જમીનનો મોટો ભાગ ઉત્તર ગોળાર્ધમાં છે ત્યારે પાણીનો મોટો ભાગ દક્ષિણ ગોળાર્ધમાં છે.

**સમુદ્રનું પાણી**:—સમુદ્રનું પાણી વરસાદના પાણી જેવું ચોકખું નથી, અને તેના કરતાં વજનમાં ભારે છે. મહાસાગરના પાણીમાં સેંકડે ૩॥ ટકા ખાર છે. કાળે કરીને આ ખારનું પ્રમાણ વધવાનો સંભવ છે કારણ કે નદીઓ જેટલો ખાર ઘસડી લાવે છે તે દરીઆમાં પડે છે અને તેથી ખારનું પ્રમાણ વધે છે. (નદીઓના પાણીમાં એટલો થોડો ખાર હોય છે કે પાણી ચાખતાં આપણને માલમ પડતો નથી, પણ એ પાણી જ્યારે ઉકાળીએ છીએ ત્યારે એમાંનો ખાર નીચે ઠરે છે.) સમુદ્રનું પાણી વરાળ થઈ ઉડી જાય છે ત્યારે એમાં ખાર જતો નથી પણ ચોકખું પાણી જાય છે. આ પ્રમાણે સમુદ્રમાં ખારનું પ્રમાણ વધતું જવું જોઈએ પણ તે બહુ વધતું નથી તેનું કારણ એ છે કે મહાસાગરમાંનાં જંતુઓ અને જનાવરો તે ખાર ખાઈ જાય છે. સમુદ્રમાં મળેલા ખારોમાં મોટે ભાગે આપણે ખાઈએ છીએ તે મીઠું છે.

જ્યાં બાષ્પભવન ( વરાળ થઈ જવું તે ) ઓછું હોય છે ત્યાં ક્ષાર ઓછો માલમ પડે છે અને જ્યાં બાષ્પભવન વધારે હોય છે ત્યાં ક્ષાર વધારે હોય છે. (બૅાલ્ટિક સમુદ્રમાં નદીઓ ક્ષાર લાવે છે, છતાં ઓછા બાષ્પભવનને લીધે તેમાં ક્ષારનું પ્રમાણ ઓછું હોય છે અને રાતા સમુદ્રમાં વિશેષ બાષ્પભવનને લીધે ક્ષાર વધારે છે.)

સમુદ્રનું પાણી ચોકખા પાણી કરતાં વધારે વજનવાળું હોય છે તેથી વહાણોને તરવાનું વિશેષ સુગમતાવાળું થઈ પડવાથી વ્યાપારને અનુકૂળ છે.

**મહાસાગરનું તળીઉં**:—મહાસાગરનું તળીઉં સપાટ કે એકજ ઢાળવાળું નથી. તે ઉંચાણ, નિચાણ, અને ખીણોવાળું છે તેથી મહાસાગરની ઉંડાઈ બધે સરખી નથી.

ઇંગ્લાંડની આસપાસ તેની ઉંડાઈ લગભગ ૬૦૦ ફુટ પણ નથી. કેટલેક ઠેકાણે કિનારેથી થોડે દૂર જઈએ એટલામાં દરીઓ ૨-૩ માઇલ ઉંડો થઈ જાય છે. કોઈ કોઈ ઠેકાણે તે ૫ થી ૫॥ માઇલ પણ ઉંડો

હોય છે. જેવી રીતે પૃથ્વી પર ઉંચામાં ઉંચા પહાડની ઉંચાઈ ૫ થી પાા માઇલ છે તેમ મહાસાગરનો ઉંડામાં ઉંડો ભાગ ૫-પાા માઇલ છે. એની સરાસરી ઉંડાઈ ૩-૩ાા માઇલ ગણાય છે. ન્યૂઝીલાંડ આગળ પાસિફિક મહાસાગર લગભગ પાા માઇલ ઉંડો છે. જમીનની સપાટી પર જેમ પહાડો, ટેકરાઓ અને ખીણો આવેલાં છે તેમજ મહાસાગરના તળીઆ ઉપર પણ પહાડો, ખીણો વગેરે આવેલાં છે. પાસિફિક મહાસાગરના ટાપુઓ તે પહાડોના શિખરો છે.

**महासागरनुं उष्णतामानः**—વિષુવવૃત્ત ઉપર દરીઆનું પાણી ૮૦° અંશ ગરમ રહે છે. જેમ જેમ ધ્રુવ તરફ જઈએ છીએ તેમ તેમ ઉષ્ણુતામાન ઘટે છે. પાણીની ગરમીમાં અક્ષાંશને લીધેજ ફેર પડે છે એટલુંજ નહિ પણ ઋતુઓને લીધે પણ ફેર પડે છે. ઉત્તર કરતાં દક્ષિણ ગોળાર્ધના ૮જ અક્ષાંશનું પાણી ઘણાજ જથાને લીધે તેમજ ઠંડા પ્રવાહોને લીધે સહેજ વધારે ઠંડુ રહે છે. ઘણામાં ઘણું ઉષ્ણુતામાન રાતા સમુદ્રમાં ૯૦° થી ૧૦૦° અંશ રહે છે. ઉત્તર અને દક્ષિણ મહાસાગરના પાણીનું તે બરફ બની ગયેલું હોય છે.

## एशिआ खंड.

તમે ખંડોના નામ શીખી ગયા તેમાં **એશિઆ** ખડ આવેલો છે. તમે ગુજરાતમાં રહો છો. ગુજરાત મુંબઈ ઇલાકાનો ભાગ છે અને મુંબઈ ઇલાકો હિંદુસ્તાનનો ભાગ છે અને હિંદુસ્તાન દેશ એશિઆ ખંડનો એક દેશ છે. માટે ખડોના નામ શીખ્યા પછી એશિઆ ખંડ કેવડો છે તે જોઈશું. ખંડોના ક્ષેત્રફળ પરથી જોયું હશે કે સર્વ ખંડોમાં એશિઆ ખંડ મોટો છે અને એ અગત્યનો ખંડ છે કારણકે જ્યારે પૃથ્વીના બીજા ભાગો અજ્ઞાન અવસ્થામાં હતા ત્યારે આ ખંડમાં જ્ઞાન ફેલાયેલું હતું અને મોટાં રાજ્યો હતાં (શિક્ષકે તેનાં નામો આપવા). વળી દુનિયામાં જે મોટા છ+ ધર્મો ફેલાયલા છે તેના સ્થાપનારના જન્મ પણ અહીંજ થયા હતા.

+હિંદુધર્મ, બૌદ્ધધર્મ, ખ્રિસ્તીધર્મ, કૉન્ફ્યુસીઝમ, મુસલમાની ધર્મ અને જરથોસ્તી ધર્મ. અહીં દરેક જાતની હવા અને દરેક જાતની વનસ્પતિ પણ થાય છે કારણકે વિષુવવૃત્તથી તે છેક ધ્રુવ સુધી એ ખંડ ફેલાયેલો છે, તેમજ દરીઆની સપાટીથી ૨૫,૦૦૦ ફુટ ઉંચો પણ છે.




**સીમાઃ**—એશિઆ ખંડ જુની દુનિયાનો પૂર્વ ભાગ છે અને યુરોપ ખંડથી યુરલ પર્વતને લીધેજ જુદો પડેલો છે. નહિતો બંને ખંડો એકજ છે. એ ખંડ આફ્રિકા ખંડ સાથે સૂએઝની સંયોગીભૂમીથી જોડાયલો હતો

પણ હાલ સુએઝની નહેરથી જુદો પડયો છે. પૂર્વમાં ઉત્તર અમેરિકાથી બેહરીંગની સામુદ્રધુનીથી જુદો પડેલો છે. અહીં પણ એ ખંડ જોડાયલો હોવો જોઈએ કારણકે બેહરીંગની સામુદ્રધુનીમાં છાછરૂં પાણી છે. એની બાકીની બધી દિશામાં મહાસાગરો આવેલા છે (શિક્ષકે નકશા પરથી દરેક મહાસાગરનાં નામ શીખવવા).

આ ખંડ વિસ્તારમાં ૧,૭૦,૦૦,૦૦૦ ચો. મા. છે અને પૃથ્વીની જમીનનો $\frac{1}{3}$ ભાગ છે. એની વધારેમાં વધારે લંબાઈ ૫.૩૦૦ માઇલ અને પહોળાઈ ૩૬,૦૦૦ માઇલ છે.

આ ખંડ ૧° ૧૬′ અને ૭૭° ૩૭′ ઉત્તર અક્ષાંશની વચ્ચે તેમજ ૨૬° ૫′ પૂર્વ રેખાંશ અને ૧૬૯° ૪૪′ પશ્ચિમ રેખાંશની વચ્ચે આવેલો છે.

**किनारोः**—એશિઆ ખંડનો કિનારો જોઈએ તેવો વેપારને સુગમતાવાળો નથી. યુરોપ ખંડનો કિનારો એવો છે કે ત્યાંના લગભગ દરેક દેશને વેપારની સવડ માટે તે પર બંદરો છે, અને તેથીજ કરીને યુરોપના દરેક દેશમાં વેપાર પુષ્કળ છે અને એશિઆ ખંડના કેટલાક ભાગને તો બીલકુલ સવડજ નથી. ઉત્તર મહાસાગર તો બરફને લીધે વેપારને કામનોજ નથી. પૂર્વમાં લગભગ બે કિનારા આવેલા છે, એક ખંડનો કિનારો અને બીજો ટાપુઓનો કિનારો છે. વચ્ચે **બેહારિંગ સમુદ્ર, ઓકોટસ્કનો સમુદ્ર, જાપાનનો સમુદ્ર, પીળો સમુદ્ર,** અને **ચિનાઈ સમુદ્ર** છે. (શિક્ષકે નકશા ઉપરથી આ સમુદ્ર કોની વચ્ચે આવેલા છે તે શીખવવું.) આ નાના સમુદ્રો અને અખાતોને લીધે આ કિનારાં પર વેપાર જોવામાં આવે છે. જાપાન કિનારાને લીધે, તથા અખાતોને લીધેજ વેપારમાં આગળ પડતો ભાગ ધરાવે છે. દક્ષિણ કિનારા પર હિંદી મહાસાગરમાં બે મોટા સમુદ્રો **अरबी समुद्र** અને **बंगाळानो उपसागर** આવેલા છે. આ કિનારા પર હિંદી ચીન, હિંદુસ્તાન અને અરબસ્તાન આ ત્રણ મોટા દ્વીપકલ્પો છે.

**मेदानो** અને **उच्चप्रदेशः**—એશિઆ ખંડના ઉત્તરના મેદાનનો પ્રદેશ (સૈબારીઆ) દરિયાની સપાટીથી લગભગ ૬૦૦ ફુટ નીચો છે અને એ મેદાન જેમ દક્ષિણ તરફ આવતું જાય છે તેમ ઉંચું થતું જાય છે. એશિઆ ખંડનો લગભગ $\frac{1}{3}$ ભાગ આ મેદાનમાં આવેલો છે. તેમાં ખાસ કરીને

કાસ્પિઅન સમુદ્રનો ભાગ નીચો છે. એ મેદાનની દક્ષિણનો ભાગ પહાડોનો અને તેની વચ્ચેનો ઉચ્ચપ્રદેશોનો છે. એની અંદરનો સૌથી ઉંચો ભાગ **પામીરનો ઉચ્ચપ્રદેશ** છે અને તે ૧૪,૦૦૦ ફુટથી ઉંચો છે. એને દુનિયાનું છાપરૂં કહે છે. એશિઆનો લગભગ ૧/૬ ભાગ ૧૦,૦૦૦ ફુટથી વધારે ઉંચો છે. હિમાલયની ઉત્તરે તિબેટનો ઉચ્ચપ્રદેશ આવેલો છે અને એ દક્ષિણે ૧૫,૦૦૦ ફુટ ઉંચો છે. દક્ષિણમાં અરબસ્તાન, ઈરાન અને હિંદુસ્તાનમાં ઉચ્ચપ્રદેશ આવેલા છે. હિંદુસ્તાનમાં ઉચ્ચ પ્રદેશ પશ્ચિમ ઘાટથી શરૂ થઈ પૂર્વમાં પૂર્વ ઘાટ તરફ જાય છે. હિંદુસ્તાનના મધ્યમાં માળવા એ એક બીજો ઉચ્ચ પ્રદેશ છે. હિંદુસ્તાનમાં ગંગા નદીનો પ્રદેશ તથા સિંધુ નદીનો પ્રદેશ એ બે મોટાં મેદાનો છે અને તેમાં ગંગા નદીનો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ છે. ચીનમાં યાંગસેક્યાંગ અને હોઆંગહો નદીના પ્રદેશો ફળદ્રુપ મેદાન છે. દુનિયાની ઘાડામાં ઘાડી વસ્તી એ ભાગમાં જોવામાં આવે છે.

**પહાડો**:--એશિઆ અને યુરોપના પહાડો એકજ પહાડના ભાગ છે. એ હાર યુરોપ ખંડના પશ્ચિમ કિનારાથી શરૂ થઈ એટલે આટલાંટિક મહાસાગરથી શરૂ થઈ પૂર્વે છેક પાસિફિક મહાસાગર સુધી પહોંચેલી છે. એશિઆની પશ્ચિમ સરહદ પર **યુરલ** અને **કોકેસસ** પર્વત આવેલા છે. યુરોપ ખંડની દક્ષિણમાં આવેલા પહાડોના આ ફાંટા છે. કોકેસસના એક છેડાપર **એલ્બુર્ઝ** પહાડ આવેલો છે ને તેની આગળથી એક ફાંટો ઉત્તર તરફ અને બીજો દક્ષિણ તરફ જાય છે. ઉત્તર તરફના પહાડો **થ્યાનસન** (૨૫,૦૦૦ ફુટ), **આલતાઈ, યાબલોનોઈ** અને **સ્ટેનોવોઈ** પર્વત છેક બેહરિંગની સામુદ્રધુની સુધી પહોંચે છે. બીજો ફાંટો તે **હિમાલય, કારાકોરમ,** અને **કયુએનલન** (૨૦,૦૦૦) છે. હિમાલયનો ફાંટો બ્રહ્મદેશ તરફ વળી દક્ષિણમાં છેક દરિયા સુધી પહોંચેલો છે. કોકેસસની પાડોશમાં કુર્દિસ્તાનનો ઉચ્ચપ્રદેશ આવેલો છે અને તેની પશ્ચિમમાં **તોરસ** પર્વત આવેલો છે. **હિમાલય પર્વત** હિંદુસ્તાનના રક્ષણાર્થે એક મોટા સિપાઈ તરીકે ઉભો છે અને કોઈપણ દુશ્મનને એ માર્ગે થઈ હિંદુસ્તાન પર ચઢાઈ કરવા દેતો નથી. વળી હિંદુસ્તાનમાં ઠંડા પવનને આવવા દેતો નથી તેમજ બધો વરસાદ પોતે હિંદુસ્તાનને આપી ગંગા નદીના

પ્રદેશને ફળદ્રુપ બનાવે છે. એ પર્વત વળી એટલો તો ઉંચો છે કે દરેક કટિબંધની વનસ્પતિ તેના ઉપર થાય છે અને એ પર્વત ઉપરના બરફને લીધેજ સિંધુ અને ગંગા નદીને પુષ્કળ પાણી મળે છે. સિંધમાં વરસાદની તાણને લીધે સિંધુ નદીનુંજ પાણી નહેરમાં વપરાય છે.

**નદીઓ:**—નદીઓનો આધાર પહાડો, દરીઆથી અંતર અને મેદાનોના ઢાળ પર રહેલો છે. હિંદુસ્તાનમાં પશ્ચિમ ઘાટમાંથી જે નદીઓ પશ્ચિમ તરફ વહે છે તે નાની છે અને પાણીનો વેગ તેમાં પુષ્કળ હોય છે કારણકે પશ્ચિમ ઘાટના પશ્ચિમ ભાગથી દરિયો ઘણોજ પાસે છે તેમજ તેના પૂર્વ ભાગ તરફ જે નદીઓ વહે છે તે મોટી છે ને પૂર્વ તરફનો ઢાળ ધીમે ધીમે ઉતરતો બંગાળાના ઉપસાગર તરફ જાય છે. એશિઆ ખડના મધ્ય ભાગમાં પહાડો આવેલા છે અને ત્યાંથી માર્ગો નીચે નીચે ચાર દિશામાં ઉતરતા જાય છે. સૈબિરિઆ તરફ ઢાળ થ્યાનસન પર્વતથી શરૂ થાય છે એટલે નદીઓ **ઓબી, યેનીસી** અને **લીના** તે પર્વત તરફથી નીકળી ઉત્તર મહાસાગરમાં પડે છે. મેદાનોનો બીજો ઢાળ ચીન તરફ પૂર્વ કિનારે છે તેથી **આમુર, હોઆંગહો** અને **યાંગ્સેકયાંગ** એ ત્રણ નદીઓ પાસિફિક મહાસાગરમાં પડે છે. દક્ષિણના ઢાળ તરફ **ઈરાવદી, બ્રહ્મપુત્રા**, ગંગા, અને **સિંધુ** નદી છે. કુર્દિસ્તાનના ઉચ્ચ પ્રદેશનો ઢાળ પાછો દક્ષિણ તરફ છે તેથી **યુફ્રેટિસ** અને **તૈગ્રિસ** દક્ષિણમાં વહે છે. જે જે નદીઓના પ્રદેશ છે તે ફળદ્રુપ છે. ફક્ત ઉત્તરના મેદાનમાં અતિશય ટાઢને લીધે મુખ આગળનાં પાણી શિઆળામાં ઠરી જાય છે અને એ ઉત્તરના પ્રદેશમાં કંઈ વનસ્પતિ થતી નથી. આ બધી નદીઓમાં **યાંગ્સેકયાંગ** ( ૩,૨૦૦ માઇલ ) સૌથી વધારે લાંબી છે. તે તિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળે છે અને પાસિફિક મહાસાગરમાં પડે છે. ચીનમાં આ મોટો જળમાર્ગ છે અને ૨,૦૦૦ માઇલ સુધી એમાં વહાણ ફરી શકે છે. આ નદી પુષ્કળ પીળી માટી ખેંચી લાવે છે અને તેથી નદીનું તળીઉ ઉંચું અને ઉંચું થતું જાય છે. કેટલીક વખતે શહેરની જમીન કરતાં આ નદી વધારે ઉંચાઈએ વહે છે. તેવી જગા ઉપર શહેરમ પાણી ન આવે માટે માર્ગ પર મોટા બંધ

બાંધેલા હોય છે. **ગંગા નદી** ૧,૬૦૦ માઇલ લાંબી છે અને એનો પ્રદેશ ૪,૦૦,૦૦૦ ચો. મા. છે. એ નદી બરફના ડુંગરમાંથી ૧૩,૦૦૦ ફુટની ઉંચાઇએથી નીકળે છે અને તે જગાને **ગંગોતરી** કહે છે. એ તથા **બ્રહ્મપુત્રા** નદી એટલી બધી માટી ખેંચી લાવે છે કે કલકત્તા આગળ બંદરની તપાસ રાખવાને ખાસ ખાતું રાખવામાં આવેલું છે. સવારે જ્યાં આગળ પાણી હોય છે ત્યાં સાંઝે રેતીના ડુંગર હોય છે અને તેથી આગબોટોને એ બંદર ઘણુંજ સાચવવું પડે છે.

## દેશો.

**પશ્ચિમાઇ તુર્કસ્તાનઃ**—આ દેશના **એશિઆ માઇનોર આર્મીનિઆ** અને **કુર્દિસ્તાન, મેસોપોટેમિઆ** અને **સિરિઆ** અને **પાલેસ્ટાઇન** એવા ભાગો છે. આ બધો મુલક એક વખતે તુર્કસ્તાનને તાબે હતો. હાલ માત્ર એશિઆમાઇનોર તુર્કસ્તાનને તાબે છે. આ દેશની મુખ્ય નિકાસ દ્રાક્ષ, અંજીર, ઘઉં અને વાદળી છે. લોકો તુર્ક, આર્મીનીઅન, કુર્દ, ગ્રીક, આરબ અને યાહુદી જાતના છે. મુખ્ય શહેર **સ્મર્ના** (૭૦,૦૦૦) એશિઆમાઇનોરમાં મોટામાં મોટું શહેર છે. બોસફરસ પર **સ્કુટરી** (૫૦,૦૦૦) કોન્સ્ટાન્ટીનોપલનું પરૂં છે. **અંગોરા** (૬૫,૦૦૦) મધ્યમાં વેપારનું મથક છે અને ત્યાંના બકરાંના ઉનને માટે તે પ્રખ્યાત છે. અંગોરા હાલ તુર્કસ્તાનની રાજધાની છે.

**આર્મીનિઆ** યુફ્રેતિસ અને તૈગ્રિસ નદીનાં મૂળ આગળનો ઉચ્ચ પ્રદેશ છે. આર્મીનિઅન ખ્રિસ્તી ધર્મ પાળે છે અને એ યુરોપીઅન શાખાના છે. **એરિવાન** (૯૦,૦૦૦) આર્મીનિઆની રાજધાની ૬,૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલું છે. ઇરાન અને કાળા સમુદ્ર પરનો વેપાર આ શહેર મારફતે ચાલે છે. આર્મીનિઆ રશિઆની દેખરેખ નીચેનું પ્રજાસત્તાક રાજ્ય છે.

**કુર્દિસ્તાનનું** સ્વતંત્ર રાજ્ય એશિઆઇ તુર્કસ્તાનના પૂર્વ ભાગમાં આવેલું છે. એની અંદર બે મોટાં સરોવરો આવેલાં છે. **વાન** સરોવરનું ક્ષેત્રફળ ૨,૦૦૦ ચો. મા. અને **ઉર્મિઆ** સરોવરનું ક્ષેત્રફળ ૧,૬૦૦ ચો.

આ. છે. આ છેલ્લું સરોવર દરીઆથી ૪,૦૦૦ ફુટની ઉંચાઈએ.છે અને તેનું પાણી એટલું ખારૂં છે કે તેમાં માછલાં જીવી શકતાં નથી. એનું મુખ્ય શહેર **ડાયરબકર** છે. કુર્દ લોકો મુસલમાની ધર્મ માને છે.

**મેસોપોટોમિઆ (ઇરાક)**:—આ શબ્દ ગ્રીક ભાષાનો છે અને તેનો અર્થ નદી વચ્ચેનો મુલક ( દોઆબ ) થાય છે. આ ઘણોજ ફળદ્રુપ પ્રદેશ છે અને અસલનાં મોટાં રાજ્યોની રાજધાનીનાં ખંડીએરો અહીં જોવામાં આવે છે. આ દેશ હાલ અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. **મોસલ** (૯૦,૦૦૦), **બગદાદ**, અને **કરબલા** મોટાં ગામો છે. **બગદાદ** (૧,૭૦,૦૦૦) એક વખતે મુસલમાની ધર્મના ખલીફાઓની રાજધાની હતી. હાલ એ વેપારનું મથક છે. પાસે બાબીલનનાં ખંડિએરો છે. **બસરા** ( ૮૫,૦૦૦ ) બંદર છે અને **કરબલા** શિઆહ મુસલમાનોની જાત્રાનું સ્થળ છે. મેસોપોટમિઆનો રાજા અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. લંડનથી ટપાલ બગદાદ હવાઈ વિમાનમાં દર પંદર દિવસે આવે છે.

**પેલેસ્ટાઈન**:—આ દેશ ખ્રિસ્તી લોકોની પવિત્ર ભૂમિ છે કારણ કે ખ્રિસ્તી ધર્મના સ્થાપનાર પ્રભુ ઇસુખ્રિસ્તની આ જન્મભૂમિ છે. એમાં ૫૦ માઇલ લાંબું અને ૮ માઇલ પહોળું એવું ખારા પાણીનું **મૃત્યુ** નામનું સરોવર છે. એ સરોવરનું પાણી ઘણુંજ ખારૂં છે અને તેમાં માછલાં પણ જીવી શકતાં નથા અને મનુષ્ય તર્યા કરે છે. આ સરોવર ભૂમધ્ય સમુદ્રની સપાટી કરતાં ૧,૩૮૦ ફુટ નીચું છે. એમાં **જૉર્ડન** પવિત્ર નદીનાં પાણી પડે છે. પાલેસ્ટાઇનિમાં મુખ્ય શહેર **યરૂશાલેમ** (જેરૂસલમ ૬૪,૦૦૦) ખ્રિસ્તી લોકનું પવિત્ર સ્થાન છે. અહીં લૉર્ડ જીસસ ક્રાઇસ્ટ (ઇસુખ્રિસ્ત) વધસ્તંભે જડાયા હતા. આ પ્રદેશ અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે.

**સિરિઆ**:—આ નાનો પ્રદેશ જે અગાઉ તુર્કસ્તાનને તાબે હતો તે હાલ ફ્રેંચ સરકારની દેખરેખ નીચે છે. આ ખેતી વાડીનો પ્રદેશ છે અને મુખ્ય પાક અનાજ, મેવો, તંબાકુ અને સણ છે. એમાં બે મોટાં શહેરો **અલેપ્પો** (૨,૫૦,૦૦૦) અને **ડમાસ્કસ** (૨,૫૦,૦૦૦) છે.

**अरबस्तान**:—એશિઆઈ તુર્કસ્તાનની દક્ષિણે અને રાતા સમુદ્રની પૂર્વે આ દેશ આવેલો છે. લોકોની વસ્તી મુસલમાન છે. એમાં વરસાદ ઘણોજ થોડો છે ને એનો મધ્યભાગ રેતીનું રણ છે. હેજાઝ પ્રાંત મહાન વિગ્રહ વખતે તુર્કસ્તાનથી સ્વતંત્ર થયો. એમાં મુખ્ય પેદાશ ખજુર છે. મક્કાના મોટા શેરીફ તે હેજાઝના રાજા કહેવાતા હતા. હાલ એ મુલક માટે લડાઈ ચાલે છે. **મક્કા** (૭૦,૦૦૦) મુસલમાનોનું પવિત્ર **શહેર** છે. ત્યાં તેમના પેગંબર સાહેબ હઝરત મહમદનો જન્મ ઇ. સ. ૫૭૦માં થયો હતો. **જિદ્દાહ** મક્કાનું બંદર (૨૦,૦૦૦) છે. **મદીના** (૧૦,૦૦૦) મક્કાની ઉત્તરે આવેલું છે અને ત્યાં મુસલમાની ધર્મના પેગંબર સાહેબ મક્કેથી ગયા તે વર્ષથી મુસલમાન લોકો પોતાનું હીજરી વર્ષ ગણે છે. **एडनबंदर** બ્રિટિશ સંસ્થાન છે. બીજો મોટો પ્રાંત અરબસ્તાનમાં **યમન** નામનો છે, એમાં મુખ્ય પાક અનાજ અને બુંદ છે. એનું મુખ્ય શહેર **સેનાહ** (૨૫,૦૦૦) અને બંદર **હોડીડા** (૪૦,૦૦૦) છે.

**इरान**:—અરબસ્તાનની પૂર્વે આ ઉચ્ચ પ્રદેશ આવેલો છે. પારસીઓ અસલ આ દેશના વતની હતા. હાલ ત્યાં શિઆહ મુસલમાનની વસ્તી વધારે છે. આ લોકો છટાદાર વાત કરનારા છે અને રીતભાત તથા સભ્યતા માટે પ્રખ્યાત છે. મુખ્ય નિકાસ મોતી, શેતરંજી, મેવો અને ઘોડા છે. એની રાજ્યધાની **તેહરાન** (૨,૨૦,૦૦૦)માં શાહનો મહેલ જોવાલાયક મકાન છે. **બુશાયર** અને **બંદર અબ્બાસ** ઇરાની અખાત પર બંદર છે.

**अफघानिस्तान**:—આ દેશ ઇરાની ઉચ્ચ પ્રદેશનો ભાગ છે. હિંદુસ્તાનમાં દાખલ થવાના અહિં ઓછામાં ઓછા ૨૦ માર્ગ છે અને તેમાં **ખાઇબર** એ મુખ્ય છે. અહીંના બધા લોકો મુસલમાની ધર્મ માને છે. આ દેશની મુખ્ય નિકાસ મેવો, ઉન, ઢોર, ચામડાં અને ઓષધો છે. મુખ્ય **શહેર કાબુલ** (૧,૫૦,૦૦૦) વેપારનું મથક છે. એ **શહેર હેરાત** (૨૦,૦૦૦) થઈને રૂશિઆ જવાના માર્ગ પર છે. ખાઇબર ઘાટને રસ્તે પેશાવરથી કાબુલ ૨૦૦ માઇલ દૂર છે.

**પશ્ચિમાઈ રશિઆ**:—આ મોટા દેશનું ક્ષેત્રફળ એશિઆ ખંડના ⅓ ભાગ કરતાં પણ વધારે છે. એમાં ત્રણ મોટા પ્રાંતો છે—સૈબીરિઆ, રશિઅન તુર્કસ્તાન અને કોકેશિઆ. આ બધા દેશ રશિઆની સોવીએટ સરકારની દેખરેખની નીચે છે.

**સૈબીરિઆ**ની હવા ઘણીજ ઠંડી છે અને વર્ષનો ઘણો ભાગ જમીન પર ત્યાં બરફ રહે છે તેથી ત્યાં વસ્તી ઘણીજ ઓછી છે. એ દેશની દક્ષિણમાં ઘઉં, જવ વગેરે થાય છે. એમાં મોટી રેલવે છે. તે યુરોપથી શરૂ થઈ છેક પાસિફિકના કિનારા સુધી જાય છે. ઇર્કુટસ્ક મોટું શહેર અંગારા નદી પર આવેલું છે ને ત્યાં રૂવાંનો મુખ્ય વેપાર છે. **લૅડીવોસ્ટોક** (૯૧,૦૦૦) પાસિફિક પર નૌકાસૈન્યનું સ્થળ છે અને ટ્રાન્સ સૈબીરિઅન રેલવેનો છેડો છે. એમાં **વર્ખોયાન્કસ** નામે શહેર છે ત્યાં શિઆળામાં ઠંડી સુન્ય અંશની નીચે ૮૦ અંશ રહે છે. પૃથ્વી પર વધારેમાં વધારે ઠંડીવાળું ગામ આ છે.

**રશિઅન તુર્કસ્તાન**:—આ પ્રદેશ ઘણોજ સુકો છે અને કેટલીક નદીનું પાણી દરિઆમાં પહોંચતા અગાઉ અદ્દશ્ય થઈ જાય છે. લોકો મુસલમાન છે. એમાં **બોખારા** (૭૫,૦૦૦)નું સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય રશિઆની દેખરેખ નીચે છે. બોખારાની મુખ્ય પેદાશ રેશમ, મેવો, તંબાકુ અને રૂ છે. **ખિવા**નું રાજ્ય પણ રશિઆની દેખરેખ નીચે છે. એનું મુખ્ય શહેર ખિવા (૫,૦૦૦) છે. **તાસ્કંદ** (૨,૦૧,૦૦૯) જકસાર્ટિસ નદી પર આવેલું છે. ચપ્પુ, બંદુકો અને કાપડ અહીં બને છે. **સમરકંદ** તૈમુરની રાજધાની હતું.

**ટ્રાન્સ કોકેશિઆ**:—આ દેશ સૈબીરિઆ કરતાં વધારે સુધરેલો છે. આ દેશ મુખ્યત્વે કરીને કેરોસીનના કુવા માટે પ્રખ્યાત છે. લોકો ખુબસુરત છે. **ટિફ્લિસ** (૩,૪૬,૦૦૦) કોકેશિઆની રાજધાની શેતરંજી માટે પ્રખ્યાત છે. ટિફ્લિસનો અર્થ ગરમ શહેર થાય છે અને તે નામ આપવાનું કારણ એ છે કે આજુબાજુ ગંધક મિશ્રિત પાણીના ઝરા છે. **બાકુ** કાસ્પિઅન સમુદ્ર પર કેરોસીનના વેપારનું મથક છે.

**બાકુ** (૨,૫૦,૦૦૦) આઝર બૈઇઝાનના સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યની રાજધાની છે. એ નાનું રાજ્ય પણ રશિઆની દેખરેખ નીચે છે.

**ચીનઃ**—આ દેશ આખા યુરોપખંડ કરતાં મોટો છે. આખી પૃથ્વીની જમીનનો $\frac{1}{12}$ ભાગ એ રોકે છે. એના પાંચ ભાગ છે–**શુદ્ધ ચીન, મંચુરીઆ, મોંગોલિઆ, પૂર્વ તુર્કસ્તાન** અને **તિબેટ.**

**શુદ્ધચીન** એ એક પ્રજાસત્તાક રાજ્ય છે. લોકો મોંગોલીઅન જાતના, પીળી ચામડીના અને બટકા છે. કોન્ફ્યુસીઅસ નામના ધર્મગુરૂનો સ્થાપેલો ધર્મ લોકો માને છે. તેમજ કેટલાક લોકો બૌદ્ધ ધર્મ પણ માને છે. દેશ ઘણે ભાગે ખેતી પર આધાર રાખે છે, પણ ચીનાઈ વાસણ, રેશમી કાપડ, ફટાકા, ચાહ વગેરે માટે દેશ પ્રખ્યાત છે. મુખ્ય શહેર **પેકિન** (૧૩,૦૦,૦૦૦) રેતીના મેદાનમાં આવેલું છે. શહેરના બે ભાગ મંચુ અને ચીનાઈ છે. મંચુમાં ઉમરાવો અને શહેનશાહના મહેલો છે. બંને ભાગો કિલ્લેબંધી છે. **ટીએનસિન** (૮,૩૮,૦૦૦) પેકિનનું બંદર છે. **શાંગહાઈ** (૧૫,૩૫,૦૦૦) મોટામાં મોટું બંદર ચીનના વેપારનું મથક છે. આ દેશમાં અમુક બંદરેજ પરદેશીને વેપાર કરવાની છુટ છે.

**મંચુરીઆઃ**—મંચુરીઆ ખનિજો, કોલસા, સોનું, રુપું અને લોખંડ માટે પ્રખ્યાત છે. દેશ ફળ્રુપ છે અને મુખ્ય પાક ગળી અને અફીણ છે. **મુકડન** (૧,૫૮,૦૦૦) રાજધાની સાગના વેપારને માટે પ્રખ્યાત છે. **પોર્ટઆર્થર** બંદર રશિઆને ૨૫ વર્ષની શરતે આપ્યું હતું પણ જાપાને ૧૯૦૫માં લઈ લીધું.

**મોંગોલિઆઃ**—આ પ્રદેશ ઉચ્ચપ્રદેશ છે પણ તેમાં રેતીનાં રણો ઘણાં આવેલાં છે. એમાં પ્રખ્યાત **ગોબીનું રણ** છે. **ઉર્ગા** એનું મુખ્ય શહેર છે. મોંગોલિઆ તરફના બૌદ્ધધર્મ માનનારા લોકોનું જાત્રાનું સ્થાન આ શહેર છે.

**પૂર્વ તુર્કસ્તાન અથવા ચિનાઇ તુર્કસ્તાન** (સિનકિયાંગ):—આ પણ રેતીના રણનો પ્રદેશ છે. શિઆળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય અહીં તાપ પડે છે. **યારકંદ** મુખ્ય શહેર છે. **કાશગર** મુસલમાનોની

જાત્રાનું સ્થાન છે અને શાહનામામાં પ્રસિદ્ધ થયેલા રૂસ્તમ અને સોહરાબની જન્મભૂમિ છે. **ઇલી** રાજધાની છે.

**તિબેટ**:—દુનિઆનો ઉંચામાં ઉંચો પ્રદેશ હિમાલયની ઉત્તરે આવેલો છે. લોકો મોંગોલિઅન જાતના છે પણ બ્રહ્મીને મળતા આવે છે. બૌદ્ધ-ધર્મના ગુરૂ દલાઈ લામા અહીં રહે છે. આ બૌદ્ધ ધર્મના સાધુઓના મઠ આ દેશમાં ઘણા છે. મુખ્ય શહેર **લાસા** (૧૫,૦૦૦) બૌદ્ધધર્મના અનુયાયીનું જાત્રાનું સ્થાન છે.

**જાપાન**:—ઇંગ્લંડને મળતો આ દેશ ચાર મોટા ટાપુનો બનેલો છે. બંને દેશોનાં હવા પાણી સરખાં છે, બંને દેશોની આજુબાજુ દરિઓ ખાંચવાળો છે ને બંને દેશમાં કારખાનાની સવડ છે. જાપાનના લોકો મોંગોલિઅન જાતના છે ને તેઓના મુખ્ય ધર્મ કોનફ્યુસીઅસ અને બૌદ્ધ છે. જાપાનના શહેનશાહ મિકાડો કહેવાય છે. **ટોકિઓ** ( ૨૧,૭૩,૦૦૦ ) રાજધાનીનું મથક છે ને શહેરના મધ્ય ભાગમાં શહેનશાહનો મહેલ છે. **યોકોહામા** ( ૪,૨૩,૦૦૦ ) ટોકિઓનું બંદર છે. ઇ. સ. ૧૯૨૩માં મોટા ધરતીકંપને લીધે ટોકીઓ અને યોકોહામાને પુષ્કળ નુકસાન થયું હતું.

**કોરીઆ**:—ઇ. સ. ૧૯૦૫થી જાપાને પોતાના કબજામાં આ દ્વીપકલ્પ લીધો, અને ઇ. સ. ૧૯૧૦માં જાપાન સાથે આ જોડી દેવામાં આવ્યો. એનું મુખ્ય શહેર **સેઓલ** ( ૨,૪૮,૦૦૦ ) હાલના નવી ઢબના શહેરને મળતું આવે છે. શહેરના ભાગોમાં વીજળીથી ચાલતી ટ્રેનો દોડે છે. **ચેમુલપો** બંદર છે.

**હિંદિચીન**:—બંગાળાના અખાત અને ચીનના સમુદ્ર વચ્ચે જે દેશો આવેલા છે તે હિંદી ચીન નામે ઓળખાય છે. એમાં મુખ્ય દેશો **સિઆમ, મલાયા દ્વીપકલ્પ** અને ચિનાઇ સમુદ્રના કિનારા પર **ટોનકીન, અનામ,** ફ્રેંચ **કોચીનચીન** અને કંબોજ છે.

**સિઆમ**ના રાજ્યમાં હિંદુસ્તાનની માફક મોસમમાં વરસાદ પડે છે અને ચોખા એ મુખ્ય પાક છે. લોકો મોંગોલિઅન જાતના બૌદ્ધ ધર્મ માનનારા છે. મુખ્ય શહેર **બાંગકોક** (૯૩,૦૦૦) એ મેનામ નદીના

મુખ આગળ આવેલું છે. એની લગભગ અડધી વસ્તી નદીમાં વહાણો ઉપર અથવા વહાણો ઉપર વાંસનાં ઘર બાંધીને રહે છે. ત્યાં પવિત્ર સફેદ હાથી રાજાના મહેલમાં રાખવામાં આવે છે.

**ફ્રેંચ હિંદી ચીનઃ**—ચિનાઈ સમુદ્ર પર આવેલો આ ભાગ ફ્રેંચ હિંદીચીન નામે ઓળખાય છે. એ મુલક ફ્રાન્સના હાથમાં છે અને એમાં એક ગવર્નર જનરલ રહે છે. તેમાં **કોચીનચીન** ફ્રેંચ સંસ્થાન છે અને **ટોનકિન, અનામ** અને **કુંબોજ** સંરક્ષિત સંસ્થાનો છે. એ બધામાં કોચીન ચીન ઘણોજ ફળદ્રુપ છે. તેમાં મરી, એલચી, તજ, સોપારી, બુંદ અને ચોખા થાય છે. **સેગોન** (૭૨,૦૦૦) કોચીન ચીનનું મુખ્ય શહેર છે. એ બંદર છે. એમાં ચોખાની મીલો, લાકડાં વહેરવાની મીલો વગેરે છે અને સિંગાપોર અને હોંગકોગ વચ્ચે એ મોટું બંદર છે. **હેનોઇ** (૯૦,૦૦૦) ટોનકીનનું મુખ્ય શહેર છે. અહીં મુખ્ય વેપાર ચોખાનો છે. તે ઉપરાંત રેશમી કાપડ અને ભરત કામ ત્યાં સારૂં બને છે. **કુંબોજ** રેવંચીના શીરા માટે પ્રખ્યાત છે, અને તે ઉપરથી રેવંચીના શીરાનું અંગ્રેજી નામ ગેમ્બોઝ પડયું છે. **અનામ**ના રાજાએ ઇ. સ. ૧૮૮૪માં ફ્રેંચની સત્તા કબુલ કરી હતી. એની રાજધાની **હ્યુ** (૬૦,૦૦૦) છે.

મલાયા દ્વીપકલ્પમાં **સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ** ( સામુદ્રધુની પરનાં સંસ્થાનો ) મુખ્ય છે. **સિંગાપોર, પિનાંગ, મલાકા** અને **વેલેસ્લી** એ સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ તરીકે ઓળખાય છે. **સિંગાપોર** સ્ટ્રેટ્સ સેટલમેંટ્સની રાજધાની (૪,૨૩,૦૦૦) વેપારનું મથક છે ને ત્યાંનો વેપાર લગભગ રૂ. ૭૫,૦૦,૦૦,૦૦૦નો છે. ત્યાંની વસ્તી ચીના, મલાઈ અને હિંદુની છે. વળી એ નૌકા સૈન્યનું સ્થાન છે. આ સંસ્થાન અંગ્રેજ લોકોએ ઇ. સ. ૧૮૧૯માં સ્થાપ્યું હતું. **મલાકા** એ પણ સંસ્થાન છે અને ત્યાં રબરનાં ઝાડ હાલ ઉછેરવામાં આવે છે. એ સંસ્થાન ઇ. સ. ૧૮૨૫માં અંગ્રેજ સરકારે ડચ લોકો પાસેથી લીધું હતું. **પીનાંગ** અથવા **પ્રિન્સ ઓફ વેલ્સ** ટાપુ એ એક ફળદ્રુપ મુલક છે. તેની મુખ્ય પેદાશ નાળીએર, ચોખા, ખાંડ, મરી અને સોપારી છે અને એનું મુખ્ય શહેર **જ્યોર્જટાઉન** (૧,૨૯,૦૦૦)

બંદર છે. એ સિવાયનાં બીજાં નાનાં રાજ્યો પણ બ્રિટિશ સરકારના હાથ નીચે છે.

**મલય આર્કીપેલેગો**:—વિષુવવૃત્તની બે બાજુએ એટલે વિષુવવૃત્તની ઉત્તર દક્ષિણ આ પ્રદેશ આવેલો છે. એમાંના **ફિલિપાઈન, બોર્નીઓ, સુમાત્રા** અને **જાવા ટાપુ** એશિઆ ખંડના ભાગ હોય એમ લાગે છે કારણ કે ત્યાંની વનસ્પતિ અને જનાવરો એશિઆની વનસ્પતિ અને જનાવરોને મળતા છે. **સંડા, ન્યુગીની** અને **મોલુક્કાસ**ની વનસ્પતિ અને જનાવરો આસ્ટ્રેલીઆનાંને મળતાં આવે છે. કેટલાક આ બધા સમુહને **મલયેશિઆ** કહે છે કારણ કે એમાં મલય લોકોની વસ્તી વધારે છે. સુમાત્રા, જાવા, સેલીબીસ અને મોલુક્કાસ ડચ લોકોને તાબે છે. **સુમાત્રા** વિષુવવૃત્ત પર આવેલું છે અને તેમાં અનેક જાતની વનસ્પતિ થાય છે. ચોખા, સેગો, તજ, ખાંડ, મરી, રબર વગેરે તેની મુખ્ય પેદાશ છે. **જાવા** બધાથી ઘણોજ ઉપયોગી ટાપુ છે કારણકે ઘણોજ ફળદ્રુપ છે. એમાં બુંદ, ડાંગર, ખાંડ, મરી અને સિંકોના પુષ્કળ થાય છે. હિંદુ અને બૌદ્ધ લોકોનાં મંદિરોનાં ખંડિએરો હજુ આ ટાપુમાં જોવામાં આવે છે. એની રાજધાની **બટેવિઆ**માં ડચ ગવર્નર જનરલ રહે છે. **ફિલિપાઇન ટાપુ** યુનાઈટેડ સ્ટેટ્સને તાબે છે. ઇ. સ. ૧૮૯૮માં યુનાઈટેડ સ્ટેટ્સે મનિલાનો કબજો સ્પેનના લોકો પાસેથી લીધો ત્યારથી એ ટાપુ યુનાઈટેડ સ્ટેટ્સના તાબામાં છે. **મનિલા** (૨,૮૪,૦૦૦) રાજધાની લુઝોન ટાપુમાં ચીરૂટ અને દોરડાંને માટે પ્રખ્યાત છે.

## હિંદુસ્તાનનું સામ્રાજ્ય.

**હિંદુસ્તાન** એશિઆ ખંડનો દેશ છે એટલે જેમ એશિઆના બધા દેશોની ભૂગોળ શીખ્યા તેમ એની ભૂગોળ પણ શીખવાની જરૂર છે. ખાસ કરીને આપણે એ દેશમાં રહીએ છીએ તેથી એની ભૂગોળ વધારે બારીકીથી શીખવાની જરૂર છે. હિંદુસ્તાન એશિઆ ખંડની દક્ષિણમાં એક મોટો દ્વીપકલ્પ છે એટલુંજ નહિ પણ ચાર હજાર વર્ષ પર એ વિદ્યામાં, તત્વજ્ઞાનમાં, વેપારમાં, ઉદ્યોગમાં અને કારીગરીમાં દુનિયાના સુધરેલા દેશોમાં પ્રખ્યાતિ પામ્યો હતો. આજ પણ એ દેશ એના જુનાં સાહિત્ય, જુનાં

બાંધકામ, જુના રીતરિવાજો અને કારીગરીને માટે પ્રખ્યાત છે. લોકો પણ હોંશિઆર છે અને કોઈ પણ સ્થિતિને અનુકુળ થાય છે.

**સીમા**:—એની ઉત્તરે ઉંચા **હિમાલય પર્વત**, **કારાકોરમ પર્વત** અને **હિંદુકુશ** હિંદુસ્તાનનું રક્ષણ કરે છે. આગળ કહ્યું છે તેમ આ પર્વતો હિંદુસ્તાનના મોટા પહેરેગીર છે અને કોઈ પણ દુશ્મનને આ રસ્તે હિંદુસ્તાનમાં દાખલ થવા દેતા નથી. પશ્ચિમે **અફઘાનિસ્તાન**, **ઇરાનના પહાડી પ્રદેશો** અને **અરબી સમુદ્ર** આવેલા છે. દક્ષિણે **હિન્દીમહાસાગર** અને પૂર્વે **ચીન**, **હિન્દીચીન** અને **બંગાળાનો અખાત છે**. (બલુચીસ્તાન અને બ્રહ્મદેશ હાલ હિંદુસ્તાનના સામ્રાજ્યનાં અંગો છે)

**કિનારો**:–અહીં દેશના પ્રમાણમાં કિનારો ઘણોજ થોડો છે અને કિનારા પર ઘણા અખાતો આવેલા નથી તેથી બંદરો પણ થોડાં છે. તે છતાં જે બંદરો છે તેમાં મોટો વેપાર ચાલે છે. પશ્ચિમે **ખંભાતનો અખાત** અને **કચ્છનો અખાત** એ બેજ અખાત આવેલા છે. એ કિનારા પર **મુંબઈ** અને **કરાંચી** એ બે મોટાં બંદરો છે અને હિંદુસ્તાનનો યુરોપ ખંડ અને બીજા ખંડો સાથેનો મોટો વેપાર એ બંદરોથી ચાલે છે. મુંબઇથી દક્ષિણે છેક મનારના અખાત સુધી વચ્ચે એકે અખાત નથી પણ એ કિનારા પર નાનાં બંદરો છે અને ત્યાં દેશી વહાણો અને નાની આગબોટો જાય છે. અસલ સુરત અને ભરૂચ પણ નાની આગબોટો આવતી પણ નદીનાં મુખ પુરાઈ જવાથી હાલ વહાણો પણ મહા મુશ્કેલીથી આવે છે. પશ્ચિમ કિનારાનો દક્ષિણ ભાગ **મલબાર કિનારા** નામે ઓળખાય છે. પૂર્વ કિનારા પર **બંગાળાનો ઉપસાગર** આવેલો છે અને ત્યાં પણ એવા અખાતો નથી કે જ્યાં વહાણો અને આગબોટો આવી શકે. તે છતાં **કલકત્તા** અને **મદ્રાસ** મોટાં બંદરો છે. જેવી રીતે મુંબઈના બારામાં આગબોટો સહીસલામત રહી શકે છે તેવી રીતે આ બંદરમાં રહી શકતી નથી. બ્રહ્મદેશના કિનારા પર **માર્તાબાનનો** અખાત આવેલો છે અને ત્યાં **રંગુન** મોટું બંદર છે. એ કિનારા પર વળી **નિગ્રેસ** નામની ભૂશિર છે. ( જમીનની અણી પાણીમાં ગએલી તે ભૂશિર—જમીનનું માથું કહેવાય છે. ) પૂર્વ કિનારાનો દક્ષિણ ભાગ **કોરોમાંડલ** નામે

ઓળખાય છે. એ કિનારા પર **પલમાયરા** ભૂશિર ઓરિસ્સાના કિનારા પર આવેલી છે. હિંદુસ્તાનની છેક દક્ષિણમાં **પાકની** સામુદ્રધુની હિંદુસ્તાનને સિલોનથી જુદો પાડે છે. અહીં આવેલી પરવાળાંની ટેકરીઓને લોકો **રામનોસેતુ** કહે છે. અહીં **મનારનો** અખાત અને **કન્યાકુમારી** ભૂશિર છે. હિંદુસ્તાનના કિનારા પર **આંદામાન અને નિકોબાર, સિલોન, માલદ્વીપ અને લક્ષદ્વીપ** બેટો આવેલા છે. હિંદુસ્તાનના કિનારાપરના પ્રદેશો સપાટ છે પણ સાંકડા છે. તેમાં પૂર્વ કિનારા કરતાં પશ્ચિમ કિનારાનો સપાટ પ્રદેશ ઘણોજ સાંકડો છે.

**उच्चप्रदेशो** અને **मेदानोः**—હિંદુસ્તાનમાં સિંધુ અને ગંગા નદીના પ્રદેશો મોટાં મેદાનો છે. **અરવલ્લી** ડુંગરથી તે છેક દિલ્હી સુધીનો જળક્ષેપક પ્રદેશ (માળવાનો ઉચ્ચપ્રદેશ) સિંધુ નદીના પ્રદેશને ગંગા નદીના પ્રદેશથી છુટો પાડે છે. એ પ્રદેશની દક્ષિણમાં વિંધ્ય અને સાતપુડા પર્વત આવેલા છે અને ત્યાંથી **દક્ષિણનો ઉચ્ચપ્રદેશ** શરૂ થાય છે. એ ઉચ્ચપ્રદેશ (૨,૦૦૦ થી ૩,૦૦૦ ફુટ)નો ઢાળ પૂર્વ તરફનો છે તેથી એ ઉચ્ચપ્રદેશમાંથી વહેતી બધી નદીઓ પૂર્વે બંગાળાના અખાતમાં પડે છે. ગંગા નદીના પ્રદેશમાં દક્ષિણનો પ્રદેશ ઉંચો છે તેથી ત્યાંથી નીકળતી નદીઓ ઉત્તર તરફ વહે છે. પશ્ચિમ ઘાટની પશ્ચિમે નાની નીચી સાંકડી પટી કોકણ નામે ઓળખાય છે અને ત્યાંની નદીઓ અરબી સમુદ્રમાં પડે છે.

**पहाडोः**—ઉત્તરમાં **હિમાલય પર્વત** (હિમાલય=હિમનું સ્થાન) એક પહેરેગીર તરીકે ઉભો છે.

આ એક પર્વત નથી પણ સમાંતર પર્વતોની હાર છે. એની લંબાઈ ૧૫,૦૦૦ માઇલ છે અને પહોળાઈ ૨૦૦થી ૬૦૦ માઇલ છે. એની સરાસરી ઉંચાઈ ૧૮,૦૦૦ ફુટ છે પણ એનું ઉંચું શિખર **એવેરેસ્ટ** ૨૯,૦૦૦ ફુટ ઉંચું છે. સિંધુ, ગંગા અને બ્રહ્મપુત્રા નદી એના પર રહેલા બરફના ડુંગરના વહેતા પાણીમાંથી નીકળે છે. **સિંધુ** પશ્ચિમ તરફ, **ગંગા** દક્ષિણ તરફ, અને **બ્રહ્મપુત્રા** પૂર્વ તરફ વહે છે.

એનાં બીજાં બે ઉંચા શિખરો **ધવલગિરિ** (૨૬,૮૨૬) અને **કાંચનગંગા** ૨૮,૧૫૬ ફુટ ઉંચાં છે. એના ઉપરનું **કૈલાસ** શિખર હિંદુઓનું પવિત્ર સ્થાન છે.

**काराकोरम** અને **हिंदुकुश** એ બે હિમાલયના ફાંટા કાશ્મીરની સરહદ પર આવેલા છે. આ બંને પર્વતનાં શિખરો પણ ૨૦,૦૦૦ ફુટથી ઉંચા છે. **સુલેમાન પર્વત** અને **હાલા પર્વત** જે પણ એક વાંકી લીટીએ ચાલ્યા જાય છે તે પંજાબને અફઘાનિસ્તાનથી અને સિંધને બલુચિસ્તાનથી જુદા પાડે છે.

**પશ્ચિમઘાટઃ**—એ મુંબઈ ઇલાકામાં કિનારાથી થોડે દુર ઉત્તર દક્ષિણ આવેલો છે. એને **સહ્યાદ્રિ** પણ કહે છે. જેમ હિમાલય ગંગા નદીના પ્રદેશને વરસાદ આપે છે તેમ આ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાને વરસાદ આપે છે. એની પૂર્વમાં વરસાદ ઓછો છે. એનું સૌથી ઉંચું શિખર **મહાબળેશ્વર** ૪,૮૦૦ ફુટ ઉંચું છે અને ત્યાં ઉનાળામાં મુંબઈ ઇલાકાના ગવર્નર સાહેબ રહે છે. જેવી રીતે પશ્ચિમ કિનારે પશ્ચિમઘાટ છે તેવો પૂર્વ કિનારે **પૂર્વઘાટ** છે. એ ઘાટ પશ્ચિમઘાટ જેટલો ઉંચો નથી તેમજ તેના પર ઘાડી વનસ્પતિ પણ નથી.

આ બે ઘાટની ઉત્તરે **સાતપુડા** અને **વિંધ્ય** પશ્ચિમ પૂર્વ આવેલા છે. સાતપુડામાંથી **તાપી** અને વિંધ્યમાંથી **નર્મદા** નીકળે છે. આ બંને એક બીજાને સમાંતરે છે અને ખાનદેશ અને મધ્ય પ્રાંત તેના પ્રદેશમાં આવેલા છે.

આ બે ઘાટની દક્ષિણે **નીલગિરિ** મ્હૈસુરના ઉચ્ચપ્રદેશની દક્ષિણે આવેલો છે. એનું **દોડાબેટા** નામનું શિખર ૮,૭૬૦ ફુટ ઉંચું છે. **નીલગિરિ**માં **ઉત્તકામંડ** ( ૭,૦૦૦ ફુટ ) નામનું હવા ખાવાનું સ્થળ છે. પશ્ચિમે પશ્ચિમઘાટ, પૂર્વે પૂર્વઘાટ, ઉત્તરે સાતપુડા અને દક્ષિણે નીલગિરિ એ વચ્ચેનો પ્રદેશ ઉચ્ચપ્રદેશ છે. માળવાનો જે પ્રદેશ આગળ કહી ગયા તેની પડોશમાં **અરવલ્લી**ના ડુંગર છે. ત્યાં **આબુ** નામે શિખર (૫,૦૦૦ ફુટ) શ્રાવકોની જાત્રાનું ધામ અને હવા ખાવાનું સ્થળ છે.



આબુપરનાં દેલવાડાનાં દહેરાં.

**નદીઓ**:—નદીઓનો આધાર પર્વતો અને મેદાનો અને તેના ઢાળો પર રહેલો છે. કુદરતી રીતે પર્વતો પર બરફ પડે છે અને ત્યાંથી નદીઓ નીકળે છે. ઉત્તરમાં હિમાલય પર્વત આવેલા છે અને તેમાંથી મોટી ત્રણ નદીઓ **સિંધુ**, **ગંગા** અને **બ્રહ્મપુત્રા** લગભગ ૧૫,૦૦૦ ફુટની ઉંચાઈએથી નીકળે છે. સિંધુનો પ્રવાહ પશ્ચિમ તરફનો હોવાથી તે નદી કાશ્મીરમાં વહે છે અને ત્યાંથી જમીનનો ઢાળ દક્ષિણ તરફ હોવાને લીધે કાશ્મીરમાં થઈ પંજાબમાં ને સિંધમાં થઈ અરબી સમુદ્રમાં પડે છે. ગંગા નદીનો ઢાળ દક્ષિણ અને પૂર્વ તરફનો હોવાને લીધે તે નદી બંગાળાના ઉપસાગરમાં અને બ્રહ્મપુત્રાના મૂળ આગળ પૂર્વ તરફનો ઢાળ હોવાને લીધે તે નદી લાંબે સુધી પૂર્વમાં જઈ પછી દક્ષિણે બંગાળાના ઉપસાગરમાં પડે છે.

**સિંધુ** નદી (૨,૦૦૦ માઇલ) કૈલાસ શિખર નજીકથી (૧૩,૦૦૦ ફુટની ઉંચાઈએ) નીકળી કાશ્મીર, વાયવ્ય સરહદનો પ્રાંત, પંજાબ અને સિંધમાં થઈને અરબ્બી સમુદ્રને મળે છે. સિંધમાં એનું પાણી નહેરોમાં વાળેલું છે અને એ પાણી વડે ત્યાં ખેતી થાય છે. પંજાબની નદીઓ

**બીઆસ, જેલમ, ચિનાબ, રાવી** અને **સતલજ** એને મળે છે. સક્કર આગળ મોટો બંધ બાંધી સિંધને મોટા જથામાં પાણી આપવાની યોજના શરૂ થઈ છે. ૮૪૦ માઇલ સુધી એ નદીમાં વહાણો ચાલે છે.

**ગંગા**( ૧,૫૦૦ માઇલ ) નદી ગંગોત્રીના બરફના ડુંગરમાંથી ૧૩,૦૦૦ ફુટની ઉંચાઈએથી નીકળતી દેખાય છે અને હરદ્વાર આગળ મેદાનમાં દાખલ થાય છે. હરદ્વારથી કાનપુર સુધી ૪૪૫ માઇલ લાંબી એવી એક નહેર વડે પાણી ખેતી માટે ખેતરોમાં પુરૂં પાડવામાં આવે છે અને તે માટે હરદ્વારમાં મોટો બંધ બાંધેલો છે. કાનપુર આગળ તે નહેર પાછી ગંગા નદીને મળે છે. બંગાળાના ઉપસાગરમાં મળતાં પહેલાં બ્રહ્મપુત્રા એને મળે છે. બંને નદી એટલી બધી માટી લાવે છે કે નવી જમીન મુખ આગળ બની જાય છે અને મોટો ત્રિકોણાકાર પ્રદેશ બને છે. તે **સુંદર વન** નામે ઓળખાય છે. ગંગાને મળનારી નદીમાં **જમના** (૮૦૦ માઇલ) સૌથી મોટી છે અને તે અલાહાબાદ આગળ ગંગાને મળે છે. આ સંગમ પર જ્યારે કુંભનો મેળો ભરાય છે, ત્યારે સાત આઠ લાખ માણસ ભેગું થાય છે. **ગોમતી** અને **ગંડકી** નામની બીજી બે નાની નદી આગળ ચાલતાં મળે છે. જમના નદીને માળવાના ઉચ્ચપ્રદેશમાંથી વહેતી **ચંબલ** અને **બેટવા** નદી મળે છે.

**બ્રહ્મપુત્રા** (૧,૬૮૦ માઇલ) નદી પણ ૧૬,૦૦૦ ફુટની ઉંચાઇએથી માન સરોવર પાસેથી નીકળે છે. સિંધુ નદી માન સરોવર આગળથી નીકળી પશ્ચિમ તરફ વહે છે અને બ્રહ્મપુત્રા પૂર્વ તરફ વહે છે. બ્રહ્મપુત્રા હિમાલયના ભાગમાં **સાંપુ** નામે ઓળખાય છે અને હિંદુસ્તાનમાં દાખલ થયા પછી **બ્રહ્મપુત્રા** નામે ઓળખાય છે. ગંગા નદીના મુખ આગળ એના બે ફાંટા થાય છે. તેમાંનો પશ્ચિમ ફાંટો **મેઘના** નામે ઓળખાય છે. બંગાળાના ઉપસાગરમાં એ નદી પડે છે ત્યાં મુખ આગળ એનો પટ ૨૦ માઇલ છે.

વિંધ્ય અને સાતપુડા પૂર્વ પશ્ચિમ આવેલા છે અને તેનો ઢાળ પશ્ચિમ તરફનો હોવાને લીધે તેમાંથી નીકળનારી બંને નદીઓ પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. **નર્મદા** ( ૮૦૦ માઇલ ).

અમરકંટક આગળથી નીકળી પશ્ચિમમાં વહે છે. વિંધ્ય પર્વત એને ઘણે ભાગે ઉત્તરમાં આવેલો છે. એ નદીનું મુખ ૧૭ માઇલ પહોળું છે. ગંગા, જમના અને નર્મદા એ પવિત્ર નદીઓ ગણાય છે. **તાપી** નર્મદાને સમાંતર છે. એ પણ મધ્ય પ્રાંતોમાંથી નીકળી મુંબઈ ઇલાકામાં આવે છે. નર્મદા ભરૂચ આગળ અને તાપી સુરત આગળ ખંભાતના અખાતને મળે છે. મુખ આગળ બંને નદીનાં બારાં રેતીથી પુરાઈ ગયેલાં છે તેથી વહાણોને અંદર આવતાં ઘણી મુશ્કેલી પડે છે.

દક્ષિણના ઉચ્ચપ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો હોવાને લીધે તે તરફની બધી નદીઓ પૂર્વ તરફ વહે છે. હિમાલયની નદીઓ મોટી છે અને તેમાં પાણી પણ પુષ્કળ હોય છે કારણ કે વરસાદ ઉપરાંત હિમાલય ઉપર રહેલા બરફમાંથી ઝરણો વહ્યાંજ કરે છે.

**મહા નદી** (૫૨૦ માઇલ) દક્ષિણના ઉચ્ચપ્રદેશની ઉત્તર સરહદ છે. અમરકંટક એક જળક્ષેપક પ્રદેશ છે. એની એક બાજુની નદી પશ્ચિમમાં અને બીજી બાજુની નદી પૂર્વમાં વહે છે. આ નદી મધ્ય પ્રાંતોમાંથી નીકળી ઓરિસ્સામાં થઈ બંગાળાના ઉપસાગરમાં પડે છે. એમાંથી નહેર વાટે પાણી ખેતીવાડીના ઉપયોગમાં લેવામાં આવે છે.

**ગોદાવરી** નદી ( ૯૦૦ માઇલ ) દક્ષિણના ઉચ્ચપ્રદેશમાં મોટામાં મોટી નદી છે. એ પશ્ચિમ ઘાટમાંથી નાશક પાસેથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરમાં પડે છે. એના મુખ આગળનો પ્રદેશ મોટો છે અને નહેરો વડે એનું પાણી પણ ખેતીના કામમાં લેવામાં આવે છે.

**કૃષ્ણા** નદી ( ૮૮૦ માઇલ ) પણ પશ્ચિમઘાટમાંથી મહાબળેશ્વર આગળથી નીકળી પૂર્વ તરફ બંગાળાના ઉપસાગરમાં પડે છે. એ મુંબઈ ઇલાકામાંથી નીકળી હૈદરાબાદના રાજ્યમાં થઈ મદ્રાસ ઇલાકામાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. બેઝવાડાની પ્રખ્યાત નહેરો આ નદીના મુખ આગળથી ૪૫ માઇલ પર છે.

**કાવેરી** નદી (૪૭૦ માઇલ) પણ પશ્ચિમઘાટમાંથી નીકળી મ્હૈસુરમાં થઈને બંગાળાના ઉપસાગરમાં પડે છે. મ્હૈસુરમાં આ નદી પર બાર બંધ

બાંધેલા છે. શ્રીરંગપટ્ટમ અને સિવાસમુદ્રમ એ બે મોટા બેટો નદીમાં છે. સિવાસમુદ્રમ આગળનો ધોધ ૪૬૦ ફુટ ઉંચાઈએથી પડે છે અને તે ધોધથી વીજળી ઉત્પન્ન કરી તેનો ઉપયોગ કરવામાં આવે છે. કોલરની સોનાની ખાણમાં આ વીજળીથી સાંચા કામ ચાલે છે.

**ઇરાવદી** ( ૧,૦૦૦ માઇલ ) નદી બ્રહ્મદેશમાં મુખ્ય નદી છે. હિમાલયના ફાંટા દક્ષિણ તરફ વળેલા છે તેથી એ નદીનો માર્ગ દક્ષિણ તરફનો છે. દરીઆથી સો માઇલ પર એનો ત્રિકોણપ્રદેશ શરૂ થાય છે.

## રાજ્ય વહિવટ.

હિંદુસ્તાન એ બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે અને એની દેખરેખ નીચે ઝાહોઝલાલી ભોગવે છે. એ એક દેશ નથી પણ અનેક દેશોનો મળેલો દેશ છે. યુરોપ ખડનું રશિઆ બાદ કરતાં જેટલું ક્ષેત્રફળ રહે છે તેટલું મોટું ક્ષેત્રફળ હિંદુસ્તાનનું છે. એમાં અનેક જાતના પંથો અને અનેક જાતના લોકો છે. પણ બધાજ આજે પોતાને એક સામ્રાજ્યના અંગ ગણે છે અને અંગ્રેજી ભાષાથી છેક દક્ષિણનો આદમી તે ઉત્તરના આદમી સાથે વાતચીત કરી સમજી શકે છે. ઇંગ્લંડના મહારાજા હિંદુસ્તાનના શહેનશાહ છે. ઇંગ્લંડમાં હિંદુસ્તાનના રાજ્ય પર દેખરેખ રાખવાને એક પ્રધાન નીમવામાં આવે છે. હિંદુસ્તાનમાં મુખ્ય સુબો વાઇસરૉય અને ગવર્નર જનરલ છે. તે અને તેની કારભારી મંડળી રાજ્ય વહિવટ ચલાવે છે. ( ગવર્નર જનરલ શહેનશાહના પ્રતિનિધિ છે તેથી વાઇસરૉય ( રાજાના પ્રતિનિધિ ) કહેવાય છે.) હિંદી પ્રધાન, વાઇસરોય અને બંગાળા, મુંબઈ અને મદ્રાસના ગવર્નર, લશ્કરી ખાતાના વડા, વાઇસરોય અને ગવર્નરોની કારભારી મંડળીના સભાસદો અને હાઇકોર્ટના જડજોની નીમણુક નામદાર શહેનશાહ પોતે કરે છે. વાઇસરોયની કારભારી મંડળી ૭ સભાસદ, ઉપરાંત લશ્કરીખાતાના વડા અને વાઇસરોયની બનેલી છે. ઇ. સ. ૧૯૧૯ના નવા રીફોર્મ એક્ટની રૂએ નામદાર વાઇસરોયને કાયદા બાંધવાના કામમાં મદદ કરવાને બે સભા છે અને તેને **લેજીસ્લેટિવ એસેમ્બ્લી** અને **કાઉન્સિલ ઓફ સ્ટેટ** કહે છે. કોઈ પણ ખરડો

બંને સભામાં પાસ થયા વિના કાયદો થતો નથી. કાઉન્સિલ ઓફ્ સ્ટેટનું કામ એસેમ્બ્લીમાં પાસ થયલા ખરડા લગભગ ફરી તપાસવાનું છે અને એ સભામાં બેસનારાની લાયકાત વધારે ઉંચી રાખવામાં આવી છે. એની અંદર કુલ ૬૦ સભાસદ હોય છે અને એ સભામાં વીસથી વધતા સરકારી અમલદાર નીમવામાં આવતા નથી. એ સભા પાંચ વર્ષે ફરી ચુંટાય છે. લેજીસ્લેટિવ એસેમ્બલી ૧૪૩ સભાસદની બનેલી છે. એમાં ૧૦૪ ચુંટી કઢાયલા સભાસદો અને ૩૯ સરકારના નીમેલા છે. આ સભા ત્રણ વર્ષ સુધી કામ કરે છે અને ફરીથી ચુંટાય છે.

આ પ્રમાણે હિંદુસ્તાનમાં સૌથી ઉપરી અમલદાર વાઇસરોય અને ગવર્નર જનરલ છે અને તે પોતાના કારભારી મંડળની મદદથી રાજ્ય ચલાવે છે. એના હાથ નીચેના અમલદારો જુદા જુદા પ્રાંત પર અમલ ચલાવે છે. મદ્રાસ, મુંબઈ અને બંગાળા ઈલાકામાં ગવર્નર અમલ ચલાવે છે અને તેને મદદ કરવાને ચાર એકઝીક્યુટિવ કાઉન્સિલના સભાસદ અને ત્રણ **દેશી પ્રધાનો** હોય છે. કેટલાક વિષયો જેવા કે મ્યુનિસિપલ ખાતું, લોકલબોર્ડ ખાતું, કેળવણીખાતું, આબકારીખાતું, આરોગ્યખાતું પ્રધાનોને સોંપવામાં આવ્યા છે અને તેઓ એ ખાતા બાબત ગવર્નર સાહેબને સલાહ આપે છે. અસલની માફક દરેક ગવર્નરને કાયદા બાંધવાના કામમાં મદદ કરવાને એક **લેજીસ્લેટિવ કાઉન્સિલ** હોય છે. મુંબઈની કાઉન્સિલમાં સભાસદોની સંખ્યા ૧૧૧, મદ્રાસની કાઉન્સિલમાં ૧૨૭ અને બંગાળાની કાઉન્સિલમાં ૧૩૯ છે. આ ત્રણ ઇલાકા સિવાયના બીજા પ્રાંતો જેવા કે સંયુક્ત પ્રાંતો, પંજાબ, બિહાર અને ઓરિસ્સા, મધ્ય પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશ તેના ઉપરી પણ ગવર્નર કહેવાય છે. તેમને પણ મદદ કરવાને એકઝીક્યુટિવ કાઉન્સિલ અને લેજીસ્લેટિવ કાઉન્સિલ ( કારોબારી સભા અને કાયદા બાંધનારી સભા ) હોય છે. આ ગવર્નરોની નીમણુક વાઇસરોય સાહેબની ભલામણ પરથી નામદાર શહેનશાહ કરે છે. દિલ્હી, વાયવ્ય સરહદનો પ્રાંત, અજમેર, કુર્ગ, આંદામાન અને નિકોબાર, અને બલુચિસ્તાનમાં ચીફ કમિશનર રાજ્ય કરે છે. ચીફ કમિશનરને મદદ કરવા કારભારી મંડળ હોતું નથી.

દરેક પ્રાંતના જિલ્લામાં ભાગ પાડેલા છે અને તે દરેક ઉપર કલેકટર નીમવામાં આવે છે. જિલ્લાઓના સમુહ પાડી પ્રાંતના ભાગ કરેલા છે અને એવા દરેક ભાગ કમિશનરના હાથ નીચે હોય છે. ગુજરાતમાં પાંચ જિલ્લા છે અને તેના ઉપર કમિશનર છે નવા રીફોર્મ ઍક્ટની રૂએ વાઇસરોય અને ગવર્નરોની એક્ઝીક્યુટિવ કાઉન્સિલમાં દેશીઓ નીમવામાં આવે છે. તેમજ જે પ્રધાનો નીમવામાં આવે છે તે પણ બધાજ દેશી હોય છે.

હિંદુસ્તાનનો ⅓ ભાગ દેશી રાજાઓના હાથ નીચે છે અને તે બધાની દેખરેખ સરકાર રાખે છે. મોટાં દેશી રાજ્યો જેવાંકે વડોદરા, મ્હૈસુર, હૈદ્રાબાદ, ગ્વાલીઅર, અને કાશ્મીર એમાં વાઇસરોય તરફથી રેસિડન્ટ રહે છે. તે રાજાઓને સલાહ આપે છે અને દેખરેખ રાખે છે. જે મોટા મોટા, રાજ્યોના સમુહ છે, જેવાંકે રજપુતાના એજન્સિ, મધ્યહિંદ એજન્સિ, બલુચિસ્તાન એજન્સિ, પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યની એજન્સિ, મદ્રાસના રાજ્યની એજન્સિ, પંજાબના રાજ્યની એજન્સિ, તે પર દેખરેખ રાખવાને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ત્યાં રહે છે. ઇલાકામાં જે નાનાં રાજ્યો હોય છે તેની દેખરેખ રાખવાને ગવર્નર તરફથી એજન્ટ ટુ ધી ગવર્નર રહે છે. કોલ્હાપુરમાં એજન્ટ ટુ ધી ગવર્નર રહે છે. છેક નાનાં રાજ્યો જેવાં કે ખંભાત, સચીન, વાંસદા, રેવાકાંઠા એજન્સિ વગેરે તેની દેખરેખ કલેક્ટર રાખે છે અને તે કલેક્ટર પોલિટિકલ એજન્ટ ટુ ધી ગવર્નર કહેવાય છે. સચીન, વાંસદા અને ધરમપુર સુરતના કલેક્ટરના હાથ નીચે છે. ખંભાત ખેડાના કલેક્ટરના હાથ નીચે છે. રેવાકાંઠા એજન્સિ પંચમહાલના કલેકટરના હાથ નીચે છે.

હિંદુસ્તાનનો જે ભાગ સરકારની સીધી દેખરેખ નીચે છે તે પ્રાંતો નીચે પ્રમાણે છે. દિલ્હી, સંયુક્ત પ્રાંતો, બિહાર અને ઓરિસ્સા, બંગાળા, આસામ, પંજાબ, વાયવ્ય સરહદનો પ્રાંત અને અજમેર મરવારા સિંધુ ગંગા નદીના પ્રદેશમાં આવેલા છે. બલુચિસ્તાન સિંધની પશ્ચિમે છે. મધ્ય પ્રાંતો, મુંબઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો અને કુર્ગ દક્ષિણમાં આવેલા છે. બ્રહ્મદેશ બંગાળાના ઉપસાગરની પૂર્વે આવેલો છે. આંદામાન અને નિકોબાર બેટો બ્રહ્મદેશ પાસે આવેલા છે.

## दिल्ही प्रांत.

દિલ્હી નામનો નાનામાં નાનો નવો પ્રાંત ઇ. સ. ૧૯૧૨માં બનાવવામાં આવ્યો (અસલ એ પંજાબ પ્રાંતનો ભાગ હતો). તેજ વખતે હિંદુસ્તાનની રાજધાની કલકત્તાથી બદલી દિલ્હી ઠરાવવામાં આવી હતી. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૫૫૭ ચો. મા. છે અને તેની વસ્તી ૪,૮૬,૭૪૧ છે. એનું મુખ્ય શહેર



કુતુબમિનાર.

**દિલ્હી** (૩,૦૩,૦૦૦) જમના નદીના જમણા કિનારા પર મુસલમાનોની છેલ્લી રાજધાનીનું નગર હતું. આ શહેર અને તેની પાસેની જગા **હસ્તિનાપુર** જુદે જુદે નામે છેક પાંડવ કૌરવના વખતથી ઇતિહાસમાં પ્રખ્યાત છે. હાલનું દિલ્હી મોગલ બાદશાહ શાહજહાનના વખતમાં બંધાએલું કહેવામાં આવે છે. એમાં જુમામસજીદ, મોતીમસજીદ, બાદશાહી મહેલો, કુતુબમિનાર વગેરે જોવા લાયક મકાનો છે. આગલા દિલ્હી શહેરનાં ખંડેરો આજુબાજુ હજુ જોવામાં આવે છે. અહીંની શેતરંજી તથા માટીનાં વાસણ વખણાય છે. એ પ્રાંતના ઉપરી ચીફ કમિશનર છે. વાઇસરોય સાહેબ ઉનાળા સિવાય વર્ષના બીજા ભાગમાં અહીં રહે છે.

## आग्रा अने अयोध्याना संयुक्त प्रांतो.

આ પ્રાંતનું અસલ નામ વાયવ્ય પ્રાંત હતું પણ જ્યારે ઇ. સ. ૧૯૦૧માં પંજાબની સરહદ પર નવો વાયવ્ય પ્રાંત કાઢયો ત્યારે એનું નામ બદલી **આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો** રાખ્યું. ઇ. સ. ૧૮૭૭માં આગ્રા અને અયોધ્યા પ્રાંતોને માટે એક લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુક કરવામાં આવી ત્યાં સુધી એ બે પ્રાંતોની વ્યવસ્થા જુદી હતી. હાલ આ પ્રાંતના ઉપરી અધિકારીને ગવર્નર કહે છે.

આ બંને પ્રાંતો કાંપના વિશાળ મેદાન છે ફક્ત ઉત્તર ભાગ જે તરફ તેરાઇના જંગલ આવેલા છે, તે ભાગનાં હવાપાણી સારાં નથી. દક્ષિણનો મેદાનનો ભાગ ખેતીવાડીને અનુકુળ છે અને લોકોની સુખાકારી તે ભાગમાં સારી છે. આજ કારણને લીધે એ ભાગમાં રહેનારા લોકો મજબુત અને કદાવર છે. **હરદ્વાર, બદરીનાથ, કેદારનાથ** અને **ગંગોત્રી** ઉત્તરમાં હિંદુઓનાં જાત્રાનાં સ્થળ છે. લોકો હિંદી, ઉર્દુ અને બિહારી ભાષા બોલે છે. એ દેશમાં મુખ્ય પાક ઘઉં, બાજરી, કપાસ, તુવેર, ગળી અને અફીણ છે.

**અલાહાબાદ** (૧,૫૬,૦૦૦) પ્રાંતનું મુખ્ય શહેર છે. એનું અસલ નામ પ્રયાગ છે. અકબર બાદશાહે એનું નામ બદલી અલાહાબાદ રાખ્યું હતું. જ્યારે ગુરૂ કુંભ રાશિમાં જાય છે ત્યારે અહીં મોટો મેળો ભરાય છે અને ત્યારે પાંચ સાત લાખ સાધુ અહીં ભેગા થાય છે.

**બનારસ (વારાણસી)** અથવા **કાશી** (૨,૦૦,૦૦૦) ગંગા નદીના કિનારા પર જાત્રાનું મોટું ધામ છે. અહીં કાશી વિશ્વેશ્વરનું મોટું દેહરૂં છે. એ શહેર પિત્તળના વાસણ માટે ઘણું પ્રખ્યાત છે. હજુ કેટલીક સારી સંસ્કૃત પાઠશાળા ત્યાં છે અને બ્રાહ્મણો ત્યાં ભણવા જાય છે. હિંદુ યુનિવર્સિટીની મોટી પાઠશાળાઓ અહીં છે.

**કાનપુર** ( ૨,૧૩,૦૦૦ ) આ શહેર અનાજના વેપાર, સુતરાઉ તથા ગરમ કાપડની મિલો તથા ચામડાના સામાન માટે પ્રખ્યાત છે. અહીં તંબુ બનાવવાનું એક મોટું કારખાનું છે. મેમોરીઅલ બાગ જોવા લાયક સ્થળ છે.

**આગ્રા** (૧,૮૬,૦૦૦) જમના નદી પર અકબર અને શાહજહાનના વખતમાં હિંદુસ્તાનનું રાજનગર હતું. અહીં શાહજહાનનો બંધાવેલો દુનિયામાં પ્રસિદ્ધ પામેલો **તાજમહાલ** છે. એ રોજાનું કામ આરસનું છે અને આજે પણ જાણે હમણાંનો બંધાવેલો હોય એમ લાગે છે.



તાજમહાલ

**દહેરાદુન** (૨૮,૦૦૦) જંગલ ખાતાની કોલેજને માટે પ્રખ્યાત છે. એ ૨,૩૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે અને હવા ઘણીજ સારી છે. રેલવે ત્યાં સુધી ગયેલી છે.

**નૈનીતાલ** કમાઉન પ્રાંતમાં, દરીઆની સપાટીથી ૬,૫૦૦ ફુટ ઉંચું, એક સુંદર સરોવર પર આવેલું છે. ઉનાળામાં આ પ્રાંતના ગવર્નર અહીં રહે છે.

**રૂરકી** હરદ્વાર પાસે ઇજનેરી ખાતાની કોલેજ માટે પ્રસિદ્ધ છે.

**અલિગઢ** (૬૫,૦૦૦) આગ્રાની ઉત્તરે મુસલમાનની મોટી કોલેજ માટે પ્રસિદ્ધ છે.

**મથુરા** (૬૦,૦૦૦) આગ્રા પાસે શ્રીકૃષ્ણ ભગવાનની જન્મભૂમિને લીધે પવિત્ર ગણાય છે. મથુરા પાસે આવેલું **વૃંદાવન** (તુળસીનું વન) એ પણ હિંદુઓનું પવિત્ર સ્થાન છે.

**બરેલી** (૧,૨૭,૦૦૦) રોહિલખંડમાં મોટું શહેર છે. અફઘાનોની રોહીલા નામની જાતે એ ભાગ જીતી લીધો અને તેઓ તેમાં રહેવા લાગ્યા છે.

**લખનૌ** (૨,૪૪,૦૦૦) અયોધ્યાનું મુખ્ય શહેર ગોમતી પર આવેલું છે. એ દેશ ઇ. સ.ની બારમી સદીથી ૧૯મી સદી સુધી મુસલમાનોના હાથમાં હતો. ઇ. સ. ૧૮૫૬માં અંગ્રેજ સરકારે એ રાજ્ય ખાલસા કર્યું હતું.

**મોરાદાબાદ** ( ૮૩,૦૦૦ ) મોટું શહેર રામગંગા પર આવેલું છે. પિત્તળના કલાઈ દીધેલા વાસણ માટે પ્રખ્યાત છે.

**મસુરી** હવા ખાવાનું સ્થળ નૈનીતાલની ઉત્તરે આવેલું છે.

**ઝાંસી** ( ૫૫,૦૦૦ ) મોટું રેલવે જંક્શન છે. ઇ. સ. ૧૮૮૫માં ગ્વાલીઅરનો કિલ્લો આપી અંગ્રેજ સરકારે સિંધીઆ સરકાર પાસેથી આ શહેર લીધું હતું.

**દેશી રાજ્યોઃ—રામપુર** નામનું નાનું મુસલમાની રાજ્ય રોહિલખંડમાં આવેલું છે. એનું મુખ્ય શહેર **રામપુર** ખેસ, દુપટ્ટા અને ચાદરને માટે વખણાય છે. **બનારસ** નામનું રાજ્ય ઇ. સ. ૧૯૧૧માં જે ભાગ બનારસના બાદશાહી કુટુંબ પાસે હતો તેનું બનાવવામાં આવ્યું છે.

બનારસ શહેર એ રાજ્યનો ભાગ નથી. ગઢવાલના રાજા રજપુત છે. એ રાજ્ય છેક હિમાલયમાં આવેલું છે અને તેનું મુખ્ય શહેર તરી છે.

## बहार અને ओरिस्सा.

સંયુક્ત પ્રાંતોની પૂર્વે આવેલો આ પ્રાંત **બહાર, ઓરિસ્સા** અને **છોટાઉદેપુરનો** બનેલો છે. અસલ એ ત્રણે બંગાળા ઇલાકાના ભાગ ગણાતા હતા પણ ઇ. સ, ૧૯૧૧માં એ ત્રણેને બંગાળાથી છુટા પાડી નવો પ્રાંત બનાવવામાં આવ્યો હતો. બહાર ફળદ્રુપ પ્રદેશ છે. ઓરિસ્સાનો મહા નદીનો ભાગ પણ ફળદ્રુપ છે, પણ છોટાઉદેપુરનો ઉચ્ચ પ્રદેશ ડુંગરોનો ભાગ છે. બહાર નામ વિહાર (મઠ) પરથી પડયું છે. એ નામ બતાવે છે કે એક વખતે અહીં બૌદ્ધ ધર્મ ફેલાયલો હતો. પ્રાચીન ઈતિહાસમાં જે મગધનું રાજ્ય લખેલું છે તે આ બહાર પ્રાંત છે. મુખ્ય પાક ચોખા, ગળી અને અફીણ છે. હાલ એ પ્રાંત પર પણ ગવર્નર અમલ ચલાવે છે અને અહીંના પહેલા ગવર્નર લૉર્ડ સિંહા દેશી હતા.

**પટણા** ( ૧,૨૦,૦૦૦ ) શહેર શોણ, ગોગ્રા અને ગંડકી નદીના સંગમ પર આવેલું છે. મગધ દેશની રાજધાની પાટલીપુત્ર તે આ શહેર છે.

**દરભંગા** (૬૨,૦૦૦) મોટું શહેર તેલીબીઆં, ઘી અને સાગના લાકડાના વેપારને માટે પ્રખ્યાત છે. અહીં દરભંગાના મહારાજાની મોટી જાગીર (૨,૪૦૦૦ ચો. મા.) આવેલી છે.

**ગયા** (૬૮,૦૦૦) જાત્રાનું ધામ પટણાની દક્ષિણે ૬૩ માઇલ પર આવેલું છે. ત્યાં બૌદ્ધ ધર્મનાં દેવાલયોનાં ઘણાં ખડિએરો જોવામાં આવે છે. અહીં પીપળાના ઝાડ નીચે શ્રી ગૌતમબુદ્ધને જ્ઞાન થયું હતું.

**કટક** (૫૧,૦૦૦) ઓરિસ્સાનું મુખ્ય શહેર મહા નદી પર છે. એ કલકત્તાથી મદ્રાસ જવાની રેલવે પર છે.

**પુરી** ( ૪૯,૦૦૦ ) પૂર્વ કિનારા પર કટકની દક્ષિણે ૫૩ માઇલ પર શ્રી જગન્નાથજીની જાત્રાને માટે પ્રખ્યાત છે ઓરિસ્સાના લોકો ઉર્યે ભાષા બોલે છે અને બિહારીથી જુદા પડે છે. નહેરોને લીધે એ પ્રાંતમાં ખેતી સારી છે.

**રાંચી** ( ૨૬,૦૦૦ ) છોટાઉદેપુરના ઉચ્ચપ્રદેશનું મુખ્ય શહેર છે. એ પ્રાંતમાં સંતાલ અને ગોંડની વસ્તી છે. એ આખો પ્રાંત કોલસાની ખાણોને માટે પ્રસિદ્ધ છે. રાંચી ઉચ્ચપ્રદેશ પર આવવાને લીધે હવા ખાવાનું સ્થળ છે.

**સાકચી** ( જમશેદપુર ) આગળ તાતાનું પ્રસિદ્ધ જંગી લોઢાનું કારખાનું છે. આ પ્રદેશમાં આવેલું શિખર **પારસનાથ** ( ૪,૫૦૦ ફુટ ) જૈન લોકોનું જાત્રાનું ધામ છે.

## बंगाळा इलाको.

બહારની પૂર્વે આ ઇલાકો આવેલો છે. ઇ. સ. ૧૯૦૫માં આ પ્રાંતના પંદર જિલ્લા લઈ આસામમાં ઉમેરી તેનો પૂર્વ બંગાળા અને આસામ પ્રાંત બનાવવામાં આવ્યો હતો પણ ઇ સ. ૧૯૧૧માં તે પંદર જિલ્લા પાછા બંગાળામાં ઉમેરી તેનો બગાળા ઇલાકો બનાવવામાં આવ્યો અને બહાર, ઓરિસ્સા અને છોટાઉદેપુરનો જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. આખા હિંદુસ્તાનમાં આ ઘાડી વસ્તીવાળો ( ૪,૭૦,૦૦,૦૦૦ ) મુલક છે. ગંગા નદીના મુખ આગળ **સુંદરવન** નામનું જંગલ છે અને તેમાંની સુંદર નામની વનસ્પતિ પરથી તેનું નામ આ પડયું છે. આ દેશનો મુખ્ય પાક સણ, ચોખા અને તેલીબીઆં અને ખનિજ કોલસા છે. દુનિઆમાં વધારેમાં વધારે સણ અહીં થાય છે. જેમ મુંબઈ ઇલાકામાં કાપડની મિલો છે તેમ અહીં ઠામ ઠામ સણની મિલો છે. આ પ્રદેશ દરિઆ કિનારા પર હોવાને લીધે ભેજવાળો છે.

**કલકત્તા** (૧૨,૬૩,૦૦૦) શહેર, ઇલાકાની રાજધાની હુગલી નદી પર આવેલું છે અને દરીઆથી ૮૬ માઇલને અતરે છે. એને "મહેલોનું" શહેર પણ કહે છે. હુગલીના જમણા કિનારા પર આવેલું **હોરા** પણ કલકત્તાનો ભાગ ગણાય છે. ઇ. સ. ૧૬૮૭માં અંગ્રેજ લોકોએ જ્યારે પોતાનું સંસ્થાન અહીં સ્થાપ્યું ત્યારે એ પણ મુંબઈની માફક નાનું ગામડું હતું. શહેર મોટા વેપારનું સ્થળ છે ને અહીં સણની મિલો છે. આ બંદરેથી સણ, ચામડાં, અફીણ, ચોખા અને ગળી બહાર દેશ જાય છે.

**નદીઆ** જુના વખતમાં સંસ્કૃત પાઠશાળાને માટે પ્રખ્યાત હતું. ઇ. સ. ૧૨૦૩માં મુસલમાનોએ બંગાળા જીત્યો ત્યાં સુધી એ બંગાળાની રાજધાની હતું. બગાળાના વૈષ્ણવોના મોટા ગુરૂ શ્રી ચૈતન્યની આ જન્મભૂમિ છે.

**પ્લાસી** કલકત્તાની ઉત્તરે ભાગીરથી નદી પર ગામડું છે. અહીં લોર્ડ કલાઇવે મોટી જીત મેળવી બંગાળાનો કબજો લીધો હતો.

**ઢાકા** ( ૧,૧૭,૦૦૦ ) બ્રહ્મપુત્રાના ફાંટા પર આવેલું શહેર છે. એ પૂર્વ બંગાળા પ્રાંતની રાજધાની હતી. એ શહેર જુના વખતથી મલમલને માટે પ્રખ્યાત છે. અસલ નવાબોના વખતમાં નવાબોની રાજધાની હતી.

**ચીન્સુરા** વલંદાને તાબે હતું. તે ઇ. સ. ૧૮૫૫થી અંગ્રેજ સરકારને તાબે છે.

**શ્રીરામપુર** (૪૫૦૦૦) એક વખતે ડેનમાર્કને તાબે હતું. શહેરમાં મિશન છે અને શહેર રેશમી અને સુતરાઉ કાપડને માટે પ્રખ્યાત છે.

**ચિતાગોંગ** પૂર્વ બંગાળાનું બંદર છે.

**ચંદનગર** ચિન્સુરાની દક્ષિણે હજુ ફ્રાન્સને તાબે છે.

**દાર્જીલીંગ** છેક ઉત્તરે સિકિમ પાસે હવા ખાવાનું સ્થાન ૭,૦૦૦ ફુટની ઉંચાઇએ છે. બંગાળાના ગવર્નર ઉનાળામાં ત્યાં મુકામ રાખે છે. એની આજુબાજુ આવેલા ડુંગરોના ઢાળ પર ચા પુષ્કળ થાય છે.

**બનકુરા** અને **રાણીગંજ** કોલસાની ખાણને માટે પ્રસિદ્ધ છે.

## દેશી રાજ્યો.

બગાળામાં ઉત્તરમાં **કુચબિહારનું** અને પૂર્વમાં **ટિપેરાનું** એવાં બે નાનાં દેશી રાજ્યો આવેલા છે. કોચ નામના લોકોએ આ રાજ્ય જીત્યું હતું તેથી તે કુચબિહાર નામે ઓળખાય છે. તેની મુખ્ય નિકાસ સણ, તમાકુ અને સાગ છે. **સિકિમનુ** નાનું રાજ્ય નેપાળની પૂર્વે આવેલું છે અને તિબેટના રસ્તા પર હોવાને લીધે અગત્યનું રાજ્ય છે.

## આસામ.

આસામના નાના પ્રાંત પર પણ ગવર્નર અધિકારી છે. ઇ. સ. ૧૮૭૪માં બંગાળાનો કેટલોક ભાગ લઈ આસામનો નવો પ્રાંત બનાવવામાં

આવ્યો હતો. ત્યાર પછી ઇ. સ. ૧૯૦૫માં બંગાળાના પંદર જિલ્લા આસામમાં ઉમેરી પૂર્વ બંગાળા અને આસામનો જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. ઇ. સ. ૧૯૧૧માં નામદાર શહેનશાહે દિલ્હીમાં દરબાર ભર્યો ત્યારે આસામને પૂર્વ બંગાળાથી છુટો પાડી ચીફ કમિશનરની દેખરેખ નીચે મુક્યાનું જાહેર કર્યું હતું. ઇ. સ. ૧૯૧૯ના નવા રીફોર્મ ઍક્ટની રૂએ ત્યાં હાલ ગવર્નર મુખ્ય અધિકારી છે.

આ પ્રદેશમાં પુષ્કળ ડુંગર છે અને તેથી વરસાદ પુષ્કળ છે. આસામ ચાના બગીચાને માટે પ્રસિદ્ધ છે અને એ બગીચાનો વિસ્તાર ૩,૫૫,૦૦૦ એકર છે. બીજા પાકો ચોખા, સણુ, લાખ, રાઈ અને રબર છે. હાલ કેટલાક ભાગમાંથી કેરોસીન તેલ (ઘાસતેલ) પણ નીકળે છે. અહીં માત્ર બેજ ઋતુ છે–શિઆળો અને ચોમાસું અહીં જેટલો વરસાદ આખી દુનિયામાં બીજી કોઈ પણ જગ્યાએ પડતો નથી. **ચેરાપુંજી** ખાસીઆ ડુંગર પર ૪,૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે. ત્યાં સરાસરી વરસાદ ૫૦૦ ઇંચ પડે છે અને એક વખતે ૯૦૦ ઇંચ વરસાદ પડયો હતો. અહીંના ડુંગરમાંથી કોલસા પણ નીકળે છે અને તે બંગાળામાં મોકલવામાં આવે છે.

**સિલહટ** ( ૧૪,૦૦૦ ) આસામનું મુખ્ય શહેર છે. **શિલૉંગ** એ ખાસીઆ ડુંગર પર ગવર્નરનું હવા ખાવાનું સ્થળ છે. **ગોહત્તી** કામરૂપ દેશની રાજધાની હતી ને હાલ વેપારનું મથક છે. **કાચાર** ચાના બગીચા માટે પ્રસિદ્ધ છે.

આ પ્રાંતમાં **મણિપુરનું** દેશી રાજ્ય છે. રાજ્ય ફળદ્રુપ છે અને મુખ્ય પાક ચોખા છે. આ રાજ્યની મુખ્ય નિકાસ ટટ્ટુ, રેશમ, મીણ, ચા, હાથીદાંત અને રબર છે.

## બ્રહ્મદેશ.

બ્રહ્મી લોકોનો દેશ જો કે હિંદુસ્તાનનો ભાગ નથી તો પણ હિંદના સામ્રાજ્યનો એ ભાગ છે. લોકોના રીત રીવાજો વગેરે હિંદુસ્તાનના લોકોથી તદન જુદા પડે છે. આ પ્રાંત ઇ. સ. ૧૮૬૯ માં ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો હતો અને ઇ. સ. ૧૮૮૭થી એના

ઉપરી તરીકે લેફ્ટેનન્ટ ગવર્નર હતા. ઈ. સ. ૧૯૨૨થી એના ઉપરી તરીકે ગવર્નર છે. આ એક મોટો પ્રાંત મુંબઈ ઇલાકાથી સવાગણો છે. ઇ. સ. ૧૮૬૨માં પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે **આરાકાન** અને **ટિનાસરીમ** પ્રાંતો અંગ્રેજ સરકારને મળ્યા હતા. ઇ. સ. ૧૮૫૨માં બીજો બ્રહ્મી વિગ્રહ ચાલ્યો તે વખતે **પેગુ** પ્રાંત ખાલસા કરવામાં આવ્યો હતો અને ત્યારથી એ ત્રણ પ્રાંતો બ્રિટિશ બ્રહ્મદેશને નામે ઓળખાવા લાગ્યા. ઇ. સ. ૧૮૮૬માં ત્રીજા બ્રહ્મી વિગ્રહને અન્તે **સ્વતંત્ર બ્રહ્મદેશ** અને **શાન** સંસ્થાન બ્રિટિશ મુલકમાં જોડી દેવામાં આવ્યાં.

આ દેશમાં પહાડો એક બીજાને સમાંતર ઉત્તર દક્ષિણ આવેલા છે અને વચલો ખીણનો પ્રદેશ ફળદ્રુપ છે. વરસાદ અને તાપને લીધે પહાડો પર ઘાડું જંગલ છે અને ત્યાં ઇમારતી લાકડું થાય છે. ખેતીનો મુખ્ય પાક ચોખા છે અને હિંદુસ્તાનમાં દુકાળ વખતે એ રંગુનના ચોખા હજારોની જીંદગી બચાવે છે. વસ્તીનો મોટો ભાગ મોંગોલિઅન જાતનો છે અને લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. બૌદ્ધ ધર્મના ગુરૂઓ શિક્ષક તરીકે કામ કરે છે અને કેળવણી આપે છે તેથી ત્યાંના સ્ત્રી અને પુરૂષમાં કેળવણી પામેલાની સંખ્યા વધારે છે. એ દેશમાં મુખ્ય નદી **ઇરાવદી, સીતાંગ** અને **સાલ્વીન** છે. ઇરાવદીના મુખ આગળ વિશાળ ચગાનો પ્રદેશ છે. માંડલેની ઉત્તરના ડુંગરમાં માણેકની ખાણો છે. ઇરાવદી પાસેના પ્રદેશમાંથી અંબર ખોદી કાઢવામાં આવે છે. વળી એજ નદીના ખીણમાંથી **કેરોસીન** તેલ પુષ્કળ નીકળે છે. જમીનમાં કુવા ખોદવામાં આવે છે અને પાણીની માફક તેમાંથી તેલ બહાર કાઢવામાં આવે છે. **ટિનાસરીમ**માંથી **કલઈ** પુષ્કળ નીકળે છે.

**રંગુન** ( ૩,૪૦,૦૦૦ ) બ્રહ્મદેશનું મુખ્ય શહેર ઇરાવદી નદી પર દરીઆથી ૨૧ માઇલ પર આવેલું છે. બ્રહ્મદેશમાં આ મોટું બંદર ગણાય છે. અહીંથી સાગ અને ચોખા પુષ્કળ ચઢે છે.

**માંડલે** (૧,૪૬,૦૦૦) ઇ. સ. ૧૮૮૭ સુધી બ્રહ્મદેશના રાજાની રાજધાની હતી. એ શહેર ઇરાવદીના કિનારા પર રંગુનથી ૮૬૩ માઇલને અંતરે આવેલું છે.

**આકિઆબ** આરાકાનનું અને **મુલમૈન** ટિનાસરીમનું મુખ્ય શહેર છે. મુલમૈન ઉપરથી ત્યાંનું સાગ મોલમીન કહેવાય છે. એ સાગ ઘણુંજ સફાઈ વાળું અને ગાંઠા વગરનું છે અને તેથી એના પર પાલીશ સારૂં થાય છે. બારી બારણાં માટે ખાસ આજ સાગ વપરાય છે.

**બાસીન** શહેર બાસીન નદીની બંને બાજુ પર દરીઆથી ૮૦ માઇલ પર આવેલું છે. અહીં સુધી મોટી આગબોટો આવે છે.

## आंदामान अने निकोबार.

આ બંને ટાપુઓ નાના ટાપુઓના સમુહ છે. એ એક ચીફ કમિશનરની દેખરેખ નીચે છે. ઇ. સ. ૧૮૫૮થી દેશનિકાલની સજા પામેલા કેદીઓને આંદામાનમાં રાખવામાં આવે છે. બે વર્ષ ઉપર ત્યાં કેદીઓને ન મોકલવા એવું ઠરાવવામાં આવ્યું હતું પણ હવે પાછા ત્યાં મોકલવામાં આવે છે. મુખ્ય બંદર **પોર્ટબ્લેર** છે. અહીં **લૉર્ડ મેયો** નામના ગવર્નર જનરલને ઇ. સ. ૧૮૭૨માં કોઈ કેદીએ મારી નાખ્યા હતા. ત્યાંના અસલ વતનીઓ તદનજ જંગલી અવસ્થામાં છે. ટાપુની મુખ્ય નિકાસ સાગ અને વાંસ છે.

**નિકોબાર** નાના ૨૦ ટાપુનો સમુહ છે. ત્યાં નાળિએરી પુષ્કળ થાય છે અને તેથી વેપાર કોપરાં અને કાથાના દોરડાનો છે. આ ટાપુ પહેલાં ડેન્માર્કને તાબે હતા પણ ઇ. સ. ૧૮૬૯થી અંગ્રેજ સરકારને તાબે છે.

## मद्रास इलाको.

મદ્રાસ ઇલાકો અંગ્રેજ સરકારના તાબાનો જુનામાં જુનો પ્રાંત છે. જુના વખતમાં આ ઇલાકામાં ઘણાં દેશી રાજ્યો હતાં. તેલુગુ ભાષાવાળા પ્રદેશમાં તૈલંગણનું રાજ્ય, તામીલ ભાષાવાળા ઉત્તર ભાગમાં ચૌલ અને દક્ષિણમાં પાંડયનું રાજય, કાનડી ભાષાવાળા પ્રદેશમાં વિજયનગનું રાજ્ય અને મલાયમ ભાષાવાળા પ્રદેશમાં ચેરાનું રાજ્ય હતાં.

હાલ એના **ઉત્તર સરકાર**, **કર્ણાટક** અને **મલબાર** એવા ત્રણ વિભાગ છે અને એ ભાગો અંગ્રેજ સરકારને કકડે કકડે મળ્યા હતા. ઇ. સ. ૧૭૫૯માં કર્નલ ક્લાઇવે ફ્રેન્ચ પાસેથી ઉત્તર સરકાર લીધો. સેલમ, મલબાર અને

મદુરા ટીપુ સાથેના પહેલા વિગ્રહને અંતે ઇ. સ. ૧૭૯૨માં મળ્યા. કર્ણાટકના બેલ્લારી અને કડપા નિઝામ પાસેથી ઇ. સ. ૧૭૯૯માં મળ્યા. લૉર્ડ વેલેસ્લીએ કર્ણાટક, કાનડા, કોઇમ્બતુર અને તંજાવર ઇ. સ. ૧૭૯૦માં લીધા.

આ ઇલાકાની ત્રણ બાજુએ દરીઓ છે પણ એક પણ સારૂં બંદર નથી. મદ્રાસ બંદર છે પણ તે કૃત્રિમ છે અને તદનજ ખુલ્લું છે. એ ખુલ્લું હોવાને લીધે યુરોપના મહાન વિગ્રહ વખતે જર્મન આગબોટ એમડન બારામાં નુકસાન કરી ગઈ હતી.

વિષુવવૃત્તની પાસે હોવાને લીધે આ ઇલાકાની હવા ગરમ છે અને દરીઓ નજીક હોવાથી અતિશય ગરમી કે ઠંડી જોવામાં આવતી નથી. લોકો ડાવીડ શાખાના છે અને આર્યો આવી હિંદુસ્તાનમાં વસ્યા તે અગાઉના છે. એ લોકોનો રંગ શામળો છે અને આર્યોથી તદનજ જુદા પડે છે. અહીંની ખેતીની પેદાશ ચોખા. તમાકુ, શેરડી, રૂ અને ગરમ મસાલો છે. પશ્ચિમ ઘાટ પર અને નીલગિરિ પર ચા, બુંદ અને સિંકોના થાય છે. પરદેશનો વેપાર **કોકોનાડ** (ગોદાવરીના મુખ આગળ), **મદ્રાસ, તુતિકોરીન, કોચીન** અને **કલીકટ** વગેરે બંદરો મારફત ચાલે છે. મુખ્ય નદીઓ **ગોદાવરી, કૃષ્ણા** અને **કાવેરી** છે.

**મદ્રાસ** (૫,૨૩,૦૦૦) ઇલાકાની રાજધાની, કોરોમંડળ કિનારા પર આવેલું છે. ઇ. સ. ૧૬૩૯માં એ શહેર સ્થાપવામાં આવ્યું હતું. શહેર ચોખ્ખું છે અને ભરતી વખતે ગટરોમાં પાણી ફરી જવાથી તે સાફ થઈ જાય છે. શહેરમાં રેશમી અને સુતરાઉ કાપડ બને છે અને રૂપાનું નકસી કામ સારૂં થાય છે. મુખ્ય નિકાસ બુંદ, રૂ, ચોખા, ગળી, ગરમ મસાલો, ચા અને તંબાકુ છે.

**ત્રિચિનાપોલી** (૧,૨૦,૦૦૦) કાવેરી પર લશ્કરી છાવણીનું થાણું છે. બીડી અને જવાહીરના દાગીના માટે આ શહેર પ્રસિદ્ધ છે. આ ઘણું જુનું શહેર છે અને ચોલા રાજ્યની રાજધાની હતું.

**ઉત્તાકામંડ** નીલગિરિના ઉચ્ચ પ્રદેશ પર ૭,૫૦૦ ફુટની ઉંચાઈએ હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં મદ્રાસના ગવર્નર ત્યાં રહે છે. અહીં જે માણસને હડખાયું કુતરૂં કરડયું હોય તેની સારવાર કરવાને ઔષધશાળા છે.

હાલમાં મુંબઈ વગેરે સ્થળે પણ જે માણસને હડખાયું કુતરૂં કરડયું હોય તેની દવા કરવામાં આવે છે.

**તંજાવર** ( ૫૭,૯૦૦ ) શહેર તથા તેજ નામનો પ્રદેશ શિવાજીના ભાઈએ જીત્યો હતો. ઇ. સ. ૧૭૯૯માં લોર્ડ વેલેસ્લીએ એ મુલક બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો હતો. અહીંની નાચનારો હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે અને મોટા તમાસા વખતે તેનો નાચ રાખવામાં આવે છે.

**શ્રીરંગમ** ( ૨૩,૦૦૦ ) કાવેરીના એક ટાપુ પર વિષ્ણુના વિશાળ સુંદર દહેરાને માટે પ્રખ્યાત છે અને રામાનુજ સંપ્રદાયવાળાની જાત્રાનું મુખ્ય સ્થાન છે.

**મદુરા** ( ૧,૩૯,૦૦૦ ) જુના કાળમાં બનેલાં મહાદેવના વિશાળ દહેરાને માટે પ્રખ્યાત છે. આગળ આ શહેર પાંડયની રાજધાની હતું.



મદુરાના દહેરાં.

**માંગલોર** (૪૦,૦૦૦) મલબાર કિનારા પર બંદર છે આ શહેર પરથી વિલાયતી નળીઆં માંગલોરી કહેવાય છે, કારણ કે તે અહીં બનો

છે. શહેરમાં સારા છાપખાના છે. અહીંથી ખુંદ, ખારી માછલી વગેરે પરદેશ મોકલવામાં આવે છે.

**કલિકટ** (૮૨,૦૦૦) મલબાર કિનારા પર મોટું બંદર છે. આ બંદરે વાસ્કો ડી ગામા ઇ. સ. ૧૪૯૮માં ઉતર્યો હતો.

**મછલીપટ્ટણ** (૪૦,૦૦૦) કૃષ્ણા નદીના મુખ આગળ બંદર છે. મદ્રાસની અગાઉ અહીં અંગ્રેજોની કોઠી હતી.

**રામેશ્વર** કિનારા પરનો બેટ હિંદુઓનું જાત્રાનું ધામ છે. જે બાર પ્રસિદ્ધ શિવલીંગ છે તેમાંના એક અહીં છે.

**લક્ષદ્વીપ** પરવાળાંના ટાપુઓના સમુહ છે અને મદ્રાસના ગવર્નરની દેખરેખ નીચે છે. એ દરીઆ પર છે એટલે કુદરતી રીતે નિકાસ નાળિએરછે.

## कुर्ग

આ નાનો પ્રાંત મ્હૈસુરની પશ્ચિમે આવેલો છે અને મ્હૈસુરના રેસીડંટ આ પ્રાંતના ચીફ કમિશનર છે. ઇ. સ. ૧૮૩૪માં આ નાનું રાજ્ય લોકોની વૃત્તિને અનુસરીને ખાલસા કરવામાં આવ્યું હતું. અહીં પહાડો પર ખુંદ, એલચી અને ગરમ મસાલો થાય છે અને કિનારા પર નાળિએર થાય છે. મુખ્ય શહેર **મર્કારા** ( ૭,૦૦૦ ) દરીઆની સપાટીથી ૩,૮૦૦ ફુટ ઉંચું છે.

## मुंबई इलाको.

તમે મુંબઈ ઇલાકાની સામાન્ય ભૂગોળ ચોથા ધોરણમાં શીખી ગયા છો. તેમજ મુખ્ય ભાગો પણ શીખી ગયા છો. બીજા ભાગો જેવાકે દક્ષિણભાગ, મધ્યભાગ અને સિંધમાં કયા કયા મુખ્ય શહેરો છે તે શિખવાની જરૂર છે. તે અહીં આપેલા છે.

**મુંબઈ** (૧૧,૭૨,૦૦૦) શહેર ઇલાકાની રાજધાની છે. આ બેટ ઇ. સ. ૧૬૬૧માં પોર્ટુગલના રાજાએ ઇંગ્લંડના રાજા બીજા ચાર્લ્સની રાણી કેથેરાઇનને કન્યાદાનમાં આપ્યો હતો. તે વખતે એ બેટમાં માત્ર દસ હજાર માછીની વસ્તી હતી અને તે સાત જુદા જુદા બેટ હતા. આ બેટની કંઈ ઉપજ ન હોવાને લીધે ઇ. સ. ૧૬૬૮માં ઇંગ્લંડના રાજાએ વરસ દહાડે દસ પૌંડ (રૂ. ૧૫૦)માં ઇસ્ટ ઇંડિઆ કંપનીને ભાડે આપ્યો.

હતો. કંપનીએ પોતાનું મુખ્ય સ્થાન સુરતથી બદલી મુંબઈ રાખ્યું ત્યારથી એ શહેરની વૃદ્ધિ થવા લાગી અને આજે દુનિયાના મોટામાં મોટા શહેરોમાંનું અને પહેલા વર્ગના બંદરોમાંનું એ એક છે. મામાદેવી અથવા મુંબાદેવી પરથી આ શહેરનું નામ મુંબઈ પડયું છે.



રાજાબાઈ ટાવર.

બંદરનો વિસ્તાર લગભગ ૫ થી ૭ ચો. મા. છે. આસપાસ આવેલી પહાડી જમીન પવનના જુસ્સાને તથા પાણીના ઉછાળાને ખાળી બારાનું

રક્ષણ કરે છે. પરદેશ જોડે મુંબઇનો વેપાર ત્રણ અબજ કરતાં વધારે રૂપીઆનો છે. એ ઉપરથી જણાઈ આવશે કે શહેર કેટલા મોટા વેપારનું સ્થાન છે. અહીં સુતરના કાપડ વણવાની લગભગ ૮૦ મિલો છે અને તે બધીજ મોટી છે. એની મ્યુનિસિપાલીટીની ઉપજ ત્રણ કરોડ રૂપીઆ કરતાં વધારેની છે. લોકોને ચોકખું પીવાનું પાણી પુરૂં પાડવા સારૂ વિહાર તુળસી અને તાનસા તળાવો દૂર બાંધવામાં આવ્યાં છે અને નળ વતી શહેરમાં પાણી પુરૂં પાડવામાં આવે છે. અહીં ઘણાં જોવા લાયક મકાન છે.

મુંબઈ સરકારની બધી વડી ઑફીસો અહીં છે અને ગવર્નર સાહેબ અહીં ડીસેંબરથી માર્ચ સુધી રહે છે.

**અમદાવાદ** (૨,૭૪,૦૦૦) ગુજરાતનું રાજનગર ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું અને તેના નામ પરથી શહેરનું નામ અમદાવાદ રાખ્યું હતું વેપારમાં મુંબઈથી ઉતરતું બીજે નંબરે આ શહેર છે. અહીં મુસલમાની વખતનાં ઘણાં જુનાં જોવા લાયક



હઠીસીંગનું દહેરૂં

મકાન છે—જુમામસજીદ, શાહઆલમનો રોજો, કાંકરીઉ તળાવ, શાહીબાગ, હઠીસીંગનું દહેરૂં. શહેરમાં સુતરાઉ કાપડ વણવાની ૬૦ મિલો છે. કિનખાબ અને રેશમી કાપડ માટે શહેર પ્રખ્યાત છે.

**સુરત** ( ૧,૧૮,૦૦૦ ) શહેર તાપી નદીના કિનારા પર આવેલું છે. અહીં અંગ્રેજોની પ્રથમ કોઠી હતી. ઇ. સ. ૧૬૮૭માં કંપની સરકારે મરાઠાઓના હુમલા તથા લૂટફાટને લીધે સુરત બદલીને મુંબઈ મુખ્ય સ્થળ રાખ્યું. રીતભાતમાં સુરતની વસ્તી ઘણી સુઘડ છે.

**પુના** મધ્ય વિભાગનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૧,૮૫૦ ફુટ ઉંચું છે. પેશ્વાના વખતમાં એ રાજધાનીનું શહેર હતું અને હાલ પણ ગવર્નર સાહેબ ચોમાસામાં ત્યાં રહે છે. ત્યાં મહાવિદ્યાલયો છે. પાસે પર્વતી ડુંગર જોવા લાયક છે.

**લોનાવલા** બોરઘાટ પર હવા ખાવાનું સ્થળ છે. ત્યાંથી થોડે છેટે કાર્લીની ગુફા છે.

**નાશક** ( ૩૩,૪૦૦ ) શહેર નાશકરોડ સ્ટેશનથી ચાર માઇલ દુર ગોદાવરી પર આવેલું છે. દર સિંહસ્થ વખતે અહીં મોટી જાત્રા ભરાય છે. નદીના ડાબા કિનારા પર **પંચવટી** નામનું પવિત્ર સ્થળ છે. એવું કહેવામાં આવે છે કે શ્રી રામચન્દ્રજીએ વનવાસ વખતે અહીં મુકામ કર્યો હતો. નાશક પાસે ચાર માઇલ પર **દેવલાલી** હવા ખાવાનું સ્થળ છે. અહીંની હવા ઘણીજ સુકી છે તેથી ક્ષયના દરદીઓ ત્યાં જઈ રહે છે. વળી એ લશ્કરી છાવણીનું સ્થળ છે.

**અહમદનગર** (૪૩,૦૦૦) ઇ. સ. ૧૪૯૪માં અહમદનિઝામશાહે વસાવ્યું હતું. ઇ. સ. ૧૫૯૫માં અકબરના છોકરા મુરાદે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો ત્યારે ચાંદબીબીએ બહાદુરીથી બચાવ કર્યો હતો.

**મહાબળેશ્વર** સતારા જિલ્લામાં હવા ખાવાનું સ્થળ છે. ઇ. સ. ૧૮૨૮માં મુંબઇના ગવર્નર સર જૉન માલકમે સતારાના રાજા પાસેથી બીજાં ગામો આપી આ શિખર લીધું હતું.

**પંઢરપુર** શોલાપુર જિલ્લામાં શ્રી વિઠોબાની જાત્રાનું ધામ છે.

**બેલગામ** ( ૨,૫૦૦ ફુટ ઉંચું ) દક્ષિણ ભાગનું મુખ્ય શહેર છે. એનું અસલ નામ "વેણુગ્રામ" છે કારણ કે અહીં વાંસ પુષ્કળ થતા હતા. આ ઉચ્ચપ્રદેશ લશ્કરની છાવણીનું સ્થળ છે.

**બિજાપુર** દરીઆની સપાટીથી ૨,૦૦૦ ફુટ ઉંચું છે. એ શહેર મુસલમાની રાજ્યની રાજધાની હતું તેને લીધે ત્યાં ઘણાં જોવા લાયક જુનાં મકાનો છે. તેમાં સુલતાન મહમદનો રોજો ઘણો સુંદર છે. રોજાના ઘુમટનો વ્યાસ ૧૨૪ ફુટ, બહારના ભાગમાં ઉંચાઈ ૧૯૮ ફુટ, અને જાડાઈ ૧૦ ફુટ છે. પૃથ્વી પર મોટામાં મોટો ઘુમટ આ છે. વળી ત્યાં "મલિકે મેદાન" નામની ૨૮ ઈંચ વ્યાસની તોપ છે.



ગોળગુમ્બઝ ( પૃથ્વી પર મોટામાં મોટો ઘુમટ આ છે. )

**રત્નાગિરિ** દરિઆ કિનારા પર આવેલું છે.

**માથેરાન** કોલાબા જિલ્લામાં હવા ખાવાનું સ્થળ છે. મુંબઇથી ૫૦ માઇલને છેટે નરેલનું સ્ટેશન છે ત્યાંથી એ શિખર પર રેલવે માર્ગે જવાય છે.

**કરાંચી** ( ૨,૧૫,૦૦૦ ) સિંધનું મુખ્ય શહેર અને મુંબઇથી ઉતરતું બંદર છે. ઇ. સ. ૧૭૨૫ અગાઉ આ જગા ઉપર શહેરજ નહોતું. ઇ. સ. ૧૮૪૨માં અંગ્રેજ સરકારના હાથમાં આ શહેર આવ્યું ત્યારથી એની આબાદી વધતી ગઈ. આ બંદરેથી પંજાબનો ઘણો ઘઉં યુરોપ જાય છે અને કેટલીક વખતે એટલો બધો ઘઉં આવે છે કે તેને સારૂ આગબોટો હોતી નથી. વરસાદ અહીં ૪ ઇંચથી વધારે પડતો નથી.

**હૈદ્રાબાદ** ( ૭૬,૦૦૦ ) ઇ. સ. ૧૭૬૮માં વસાવવામાં આવ્યું હતું અને ઇ. સ. ૧૮૪૩માં અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું ત્યાં સુધી એ સિંધની રાજધાની ગણાતું હતું.

**એડન** બંદર અરબસ્તાનમાં આવેલું છે પણ તે મુંબઈ ઇલાકાનો ભાગ ગણાય છે.

મુંબઈ ઇલાકામાં **ખૈરપુર** સંસ્થાન ( સિંધમાં ), **ખંભાત, વાંસદા, સચીન, ધરમપુર,** અને **કોલ્હાપુર**નાં મોટાં દેશી રાજ્યો છે. રેવાકાંઠા, અને મહીકાંઠા એજન્સિ છે.

**કોલ્હાપુર** (૪૮,૧૦૦) કોલ્હાપુર રાજની રાજધાની છે. શિવાજીના વંશની વડી શાખાનું રાજ્ય સતારામાં હતું અને નાની શાખાનું રાજ અહીં હતું.

**ખૈરપુર** સંસ્થાન સિંધમાં મુસલમાની રાજ્ય છે. એના રાજ્યકર્તા બલુચ જાતના મુસલમાન છે. એની મુખ્ય પેદાશ સુરોખાર, રૂ અને ઉન છે.

## મધ્ય પ્રાંતો અને વરાડ.

મુંબઈ ઇલાકાની પૂર્વે મધ્ય પ્રાંતો અને વરાડ આવેલા છે. આ ભાગ અસલ ગોંડવાના નામે ઓળખાતો હતો કારણ કે ગોંડ નામની અનાર્ય પ્રજાનાં અહીં રાજ્ય હતાં. વરાડ પ્રાંત નિઝામના તાબાનો મુલક છે, પણ તે ઇ. સ. ૧૮૫૩માં કરજ પેટે અંગ્રેજ સરકારને આપવામાં આવ્યો હતો અને હાલ તેને મધ્ય પ્રાંતોમાં જોડી દેવામાં આવ્યો છે. આ પ્રાંતના ઉપરી હાલ ગવર્નર છે. ઇ. સ. ૧૮૫૩માં નાગપુરનો છેલ્લો ભોંસલે રાજા વારસ વિના મરણ પામવાથી તેનો તાબાનો મુલક ખાલસા કરવામાં આવ્યો.

હતો. ઇ. સ. ૧૮૬૧માં કેટલોક ભાગ જુના વાયવ્ય પ્રાંતોમાંથી અને કેટલોક મદ્રાસ ઇલાકામાંથી લઈ મધ્ય પ્રાંતો નામનો પ્રાંત બનાવવામાં આવ્યો. ઇ. સ. ૧૯૦૨માં મધ્ય પ્રાંતોમાં વરાડ જોડવામાં આવ્યો. એમાંનો સંબલપુર પ્રાંત ઇ. સ ૧૯૦૫માં બંગાળા ઇલાકામાં ઉમેરવામાં આવ્યો.

મધ્ય પ્રાંતોનો ⅔ ભાગ વિંધ્ય અને સાતપુડાને લીધે જંગલનો પ્રદેશ છે. બાકીનો ⅓ ભાગ રસાળ છે. વરાડ ઉચ્ચપ્રદેશ ને કાળી જમીનનો પ્રદેશ છે તેથી ઘઉં અને રૂ ત્યાં પુષ્કળ થાય છે.

**નાગપુર** (૧,૫૦,૦૦૦) મધ્ય પ્રાંતોની રાજધાની, અને વેપારનું મથક છે. નાગપુરમાં ઘણી મિલો છે અને તેમાં સુતરાઉ કાપડ બને છે. એ શહેરથી નવ માઇલ પર **કામટી** લશ્કરી છાવણીનુ સ્થાન છે.

**અકોલા** (૨૯,૦૦૦) અને **ઉમરાવતી** રૂના વેપારનાં મથક વરાડમાં આવેલાં છે.

**બરાનપુર** (૩૩,૦૦૦) તાપી નદીના કિનારા પર રેશમી અને કસબી કાપડ માટે વખણાય છે.

**જબલપુર** (૧,૦૯,૦૦૦) સાતપુડાની ઉત્તરે દરીઆની સપાટીથી ૧,૩૦૦ ફુટ ઉચું મોટા વેપારનું મથક છે.

**પંચમડીમાં** ઉનાળામાં ગવર્નર રહે છે. એ ૩,૫૦૦ ફુટની ઉંચાઈએ ઉચ્ચપ્રદેશ પર આવેલું છે.

## अजमेर म्हेरवाडा.

આ નામનો પ્રાંત રજપુત સંસ્થાનમાં આવેલો છે. રજપુત સંસ્થાનના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ આ પ્રાંતના ચીફ કમિશનર છે. ઇ. સ. ૧૮૧૮માં સિંધિઆ સરકાર જોડે થયેલા તહનામાની રૂએ અંગ્રેજ સરકારને અજમેર પ્રાંત મળ્યો હતો. ઇ. સ. ૧૮૨૦માં મ્હેરવાડા જીતી અજમેરમાં મેળવી દીધો હતો.

**અજમેર** (૧,૧૪,૦૦૦) પ્રાંતનું મુખ્ય શહેર અને રજપુતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલને રહેવાનું સ્થાન છે. એમાં ખાજા મુએ-ઝીનઉદ્-દીન ચીશ્તીની દરગાહ છે અને તેમના માનમાં છ દિવસ મોટો મેળો ભરાય છે. રાજકુમારોને શીખવવાને સારૂ એક કોલેજ અહીં છે. પાસે **પુષ્કરજી** નામની હિંદુઓની પવિત્ર જગ્યા છે.

## बलुचीस्तान.

આ પ્રાંત હિંદુસ્તાનની પશ્ચિમે આવેલો છે પણ ગર્વનર જનરલની દેખરેખ નીચે છે તેથી તેને હિંદના સામ્રાજ્યમાં દાખલ કરેલો છે. એમાં **બ્રિટિશ બલુચિસ્તાન** અને **કિલાત** અને **લાસબેલા** નામનાં બે નાનાં રાજ્યો અને બલુચિસ્તાન એજન્સિનાં રાજ્ય છે. આ નવો પ્રાંત ઇ. સ. ૧૮૮૮માં બનાવવામાં આવ્યો હતો. આ પ્રાંતના ચીફ કમિશનર આ ભાગમાં આવેલા રાજ્યોના એજન્ટ ટુ ધી ગર્વનર જનરલ છે.

આ પ્રાંત ઇરાની ઉચ્ચપ્રદેશનો અને રણનો ભાગ છે. હવા ઘણીજ ઠંડી અને ઉનાળામાં અતિશય ઉષ્ણ છે.

**કવેટા** (૪૯,૦૦૦) ચીફ કમિશનરનું રહેવાનું સ્થળ બોલન ઘાટના ઉત્તર છેડાથી ૨૮ માઇલ પર દરીઆની સપાટીથી ૫,૫૦૦ ફુટની ઉંચાઈએ છે. સિંધના સક્કર શહેરથી કવેટા સુધી રેલવે છે.

**કિલાત** ખાનની રાજધાની ૬,૦૦૦ ફુટની ઉંચાઈએ છે. તે હિંદુસ્તાનની સરકારના તાબાના રાજા છે.

## वायव्य सरहदनो प्रांत.

આ નવો પ્રાંત ઇ. સ. ૧૯૦૧માં પંજાબનો વાયવ્ય ભાગ લઈ બનાવવામાં આવ્યો હતો. આ પ્રાંત ચીફ કમિશનરની દેખરેખ નીચે છે અને એ ચીફ કમિશનર એમાંની એજન્સિઓ માટે એજન્ટ ટુ ધી ગવર્નર જલરલ છે. એમાં **દિર**, **સ્વાત**, **ચિત્રાલ**, **ખાઈબર** અને **કુરમ** વગેરે રાજ્યો આવેલાં છે. આ પ્રાંત પહાડી છે અને ખેતીની ઉપજ ઘઉં, જવ અને તેલીબીઆં છે. આ ભાગમાં પુષ્કળ મેવો થાય છે.

**પેશાવર** (૯૪,૦૦૦) આ પ્રાંતનું મુખ્ય શહેર છે અને એમાં લશ્કરની મોટી છાવણી છે.

**ડેરાઈસ્માઈલખાન** ગોશાલ ઘાટમાં થઇને ગીઝની જવાના રસ્તા પર છે.

# પંજાબ.

બ્રિટિશ હિંદુસ્તાનના પ્રાંતોનું વર્ણન રાજનગરથી શરૂ કર્યું અને એક પછી એક એમ પ્રાંત લીધા છે. પંજાબ આ ગણત્રીમાં છેલ્લો પ્રાંત છે. અને દિલ્હીની પૂર્વે આવેલો છે એમાં પાંચ નદીઓ આવેલી છે તેથી એનું નામ પંજાબ (પચ=પાંચ, અને આબ=પાણી) પડયું છે ઇ. સ. ૧૯૦૧માં આમાંથી પાંચ જિલ્લા લઈ વાયવ્ય તરફના ડુંગરોના મુલકમાં ઉમેરી એક નવો પ્રાંત બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૪૯માં શીખ વિગ્રહો પછી આ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો હતો અને ત્યારથી અહીં ચીફ કમિશનરની નીમણૂક કરવામાં આવતી હતી. ઈ. સ. ૧૮૫૯ પછી અહીંના ઉપરી અધિકારીને લેફ્ટેનન્ટ ગવર્નર કહે છે. અને ઈ. સ. ૧૯૧૯થી તેને ગવર્નર કહે છે.

આ પ્રાંતમાં જેટલી નહેરો છે તેટલી બીજા કોઈ પણ પ્રાંતમાં નથી. તેથી ખેતીવાડી અહીં સારી છે મુખ્ય પાક દોઆબમાં (બે નદી વચ્ચેનો પ્રદેશ દો=બે અને આબ=પાણી) થાઉ છે. કાંગરાની ખીણ ચાને માટે પ્રખ્યાત છે. લોકો શીખ ધર્મ માને છે. તેઓ મહેનતુ, અને મજબુત બાંધાના છે. એ લોકો લશ્કરમાં નોકરી કરે છે. અહીં મુખ્ય વેપાર ગરમ શાલોનો છે. એમાં **સૉલ્ટરેન્જ** નામનો મીઠાનો ડુંગર છે અને તેમાંથી મીઠું ખોદી કામમાં લેવામાં આવે છે.

**લાહોર** (૨,૨૯,૦૦૦) આ પ્રાંતનું રાજ્યમથક રાવી નદી પાસે આવેલું છે. શીખ વંશની ગાદી સ્થાપનાર રણજીતસિંહનો મેહેલ, તથા તેની કબર એ બે જોવાલાયક મકાન છે. અકબરે થોડો વખત આ શહેરમાં પોતાની રાજધાની કરી હતી. અહીંથી થોડે છેટે **મિયાનમીર**માં લશ્કરી છાવણી છે.

**અમૃતસર** (૧,૬૦,૦૦૦) શીખ લોકોની જાત્રાનું મોટું ધામ છે. એક શીખ ગુરૂએ અહીં અમૃતસર તળાવ બધાવ્યું હતું તે ઉપરથી શહેર અમૃતસર કહેવાય છે. તે તળાવ પર સુવર્ણ મંદિર (ગોલ્ડન ટેમ્પલ) નામનું

શીખ લોકોનું દહેરૂં છે. શીખ લોકો ગ્રંથ સાહેબને પુજે છે. આ શહેર ગરમ શાલ, તથા રેશમી અને સુતરાઉ કાપડના વેપાર માટે પ્રખ્યાત છે.



સુવર્ણમંદીર.

**પાણિપતનું** ઇતિહાસમાં પ્રખ્યાત થએલું મેદાન દિલ્હી અને અંબાલા વચ્ચે આવેલું છે.

**મુલતાન** ( ૮૬,૦૦૦ ) લશ્કરી છાવણીનું મથક છે.

**સીમલા** હિમાલયના એક ફાંટા ઉપર ૭,૨૦૦ ફુટ ઉંચાઈએ હવા ખાવાનું સ્થળ છે. અહીં ઉનાળામા ગવર્નર જનરલ રહે છે. પહેલા ગવર્નર જનરલ જે અહીં રહ્યા હતા તે લોર્ડ આમ્હર્સ્ટ હતા. સીમલા સુધી રેલવેની સગવડ છે. સીમલાથી ૩૨ માઇલને છેટે **કસાવલી** છે અને તે હડખાયા જનાવરના કરડેલા દરદીના દવાખાના માટે પ્રસિદ્ધ છે.

**થાણેશ્વર** અંબાલાની દક્ષિણે ઐતિહાસિક શહેર છે. એની પડોશમાં મહાભારતમાં લખેલું **કુરૂક્ષેત્ર** છે.

**સિઆલકોટ**માં ક્રિકેટ રમવાનાં સારાં બેટ બને છે. અહીં ગુરૂ નાનકશાનું મંદિર છે.

## દેશી રાજ્યો.

આ પ્રમાણે બ્રિટિશ પ્રાંતો અનુક્રમે તમે શીખી ગયા. હવે હિંદુસ્તાનના દેશી રાજ્યોની ભૂગોળ શીખવાની છે. દેશી રાજ્યોમાં પહેલાં મોટાં રાજ્યો, અને પછી એજન્સિ આપેલાં છે. મોટામાં મોટું દેશી રાજ્ય **હૈદ્રાબાદનું** છે.

## હૈદ્રાબાદનું રાજ્ય.

મધ્ય પ્રાંતોની દક્ષિણે અને મુંબઈ ઇલાકાની પૂર્વે આ મોટું દેશી રાજ્ય આવેલું છે. ઔરંગજેબના મરણ પછી તેના એક સરદારે નિઝામ-ઉલ-મુલ્ક નામ ધારણ કરીને ઇ. સ. ૧૭૧૩માં આ રાજ્ય પર સ્વતંત્ર રીતે અમલ કરવા માંડ્યો. આ મુસલમાની રાજ્ય છે પણ પૂર્વમાં તેલુગુ, પશ્ચિમમાં દક્ષણી અને નૈર્ઋત્યમાં કાનડી લોકો રહે છે. મધ્ય ભાગમાં વસ્તી મુસલમાનની વધારે છે. આ રાજ્યનાં ખનીજો સોનું, હીરા અને કોલસા છે. **ગોવલકોંડા** હીરાને માટે એક વખતે પ્રખ્યાત હતું. આ ઉચ્ચ પ્રદેશ છે. એના પશ્ચિમના ભાગમાં ઘઉં અને રૂ થાય છે અને પૂર્વ ભાગમાં ચોખા થાય છે. આના રાજ્યકર્ત્તા મુસલમાન છે અને નિઝામને નામે ઓળખાય છે.

**હૈદ્રાબાદ** (૪,૦૪,૦૦૦) નિઝામના રાજ્યની રાજધાની મુસી નદી પર આવેલું છે. **સિકંદરાબાદ** અને **બોલારામ** હૈદ્રાબાદ પાસે લશ્કરી થાણાં છે. શહેરમાં જોવાં લાયક મકાનો ઘણાં છે.

**ઔરંગાબાદ** (૩૭,૦૦૦) વાયવ્યમાં અજિંટાના ડુંગર પાસે શહેર છે. એનાથી આઠ માઇલ પર **દોલતાબાદ** અથવા **દેવગઢનો** કિલ્લો છે. ઔરંગાબાદમાં ઔરંગજેબની કુંવરી બીબી મુકરબાનો રોજો છે અને તે તાજમહાલનો નમુનો છે.

**અજિંટા** અને **ઈલોરા** વાયવ્યમાં બૌદ્ધ તથા હિંદુ લોકોનાં પહાડોમાંથી કોતરી કાઢેલાં દેવાલયો અને ગુફાઓ માટે પ્રસિદ્ધ છે.

**ગોવલકોંડા** બ્રાહ્મણી વંશના રાજ્યની, **વરંગુળ** તૈલંગણના રાજ્યની અને **કલ્યાણ** ચાલુક્યના રાજ્યની રાજધાનીનાં શહેર હતાં. **રાયચુર** જી. આઇ. પી. અને મદ્રાસ રેલવેનું જંકશન છે.

## મ્હૈસુર.

હૈદ્રાબાદના રાજ્યની દક્ષિણમાં આ મોટું દેશી રાજ્ય છે. ઇ. સ. ૧૭૯૯માં ટીપુ સુલતાન પાસેથી અંગ્રેજ સરકારે એ રાજ્ય જીતી લઈ જે આગલા રાજાને હૈદરે પદભ્રષ્ટ કર્યો હતો તે વંશના બાળકને સોંપ્યું હતું, અને તેના વંશના રાજાઓ આજે રાજ કરે છે. રાજાને કાયદા બાંધવાના કામમાં મદદ કરવાને એક સભા છે. આ એક ઉચ્ચ અને પહાડી પ્રદેશ છે. જંગલમાં ઇમારતી લાકડું અને ખાસ કરીને સુખડ બહુ થાય છે. એનું મુખ્ય ખનીજ સોનું છે અને કોલરની ખાણોમાંથી આજ સુધીમાં લાખો રૂપીઆનું સોનું નીકળ્યું છે.

**બાંગલોર** (૨,૩૮,૦૦૦) દરીઆની સપાટીથી ૩,૦૦૦ ફુટ ઉંચાઈએ આવેલું છે. ત્યાંની હવા ઘણીજ સારી છે. ત્યાં વિદ્યાની શોધખોળ માટે એક સંસ્થા ( તાતા રીસર્ચ ઇન્સ્ટીટયુટ ) સ્થાપવામાં આવી છે. શહેરમાં સુતરાઉ અને ગરમ કાપડ વણવાની મિલો છે. મહારાજા અહીં રહે છે.

**મ્હૈસુર** (૮૪,૦૦૦) હજુ રાજધાનીનું નગર ગણાય છે અને રાજા દરબાર અહીં ભરે છે. આ શહેર બાંગલોરથી ૮૬ માઇલ દૂર છે.

**શ્રીરંગપટ્ટણ** કાવેરી નદીમાં ટાપુ પર આવેલું છે અને હૈદર અને ટીપુ સુલતાનની રાજધાનીનું શહેર હતું. અહીં ટીપુ અને હૈદરની કબરો છે.

## વડોદરાનું રાજ્ય.

આ મોટું રાજ્ય ગુજરાતમાં આવેલું છે અને ચાર કકડે વહેંચાયેલું એક કકડો સુરત જિલ્લા પાસે નવસારી આગળ, એક વડોદરાનો ભરૂચ અને ખેડા જિલ્લા વચ્ચે, એક કડી પ્રાંત અમદાવાદ જિલ્લા પાસે અને એક ભાગ કાઠિઆવાડમાં છે. કાઠિઆવાડનો ભાગ પાછો બે કકડે વહેંચાયલો છે. તેનો એક ભાગ અમરેલી પ્રાંત ભાવનગર પાસે અને બીજો ભાગ ઓખામંડળ દરીઆ પર છે. એ ચારે ભાગો ફળદ્રુપ છે અને તેથી વસ્તી ઘાડી છે. લોકોની સવડ માટે રાજ્યમાં જાળ માફક રેલવે પથરાયેલી છે.

**વડોદરા** (૯૪,૦૦૦) રાજ્યની રાજધાનીનું નગર છે. રાજા ચંદને આ નગર વસાવ્યું હતું અને પોતાના નામ પરથી એનું નામ ચંદનાવતી



લક્ષ્મીવિલાસ મહેલ.

રાખ્યું હતું. શહેરમાં કૉલેજ, ન્યાયમંદિર, રાજાના મહેલો, સંગ્રહસ્થાન, બાગ વગેરે જોવાં લાયક સ્થળો છે. દિલ્હી જવાની આગગાડી અહીંથી ગોધરા મથુરા તરફ જાય છે. વડોદરાના રાજા ગાયકવાડને નામે ઓળખાય છે, અને તે મરાઠા જાતના છે.

**દ્વારકા** બંદર દરિઆ કિનારા પર છે. એ જાત્રાનું ધામ છે અને ત્યાં શ્રી રણછોડજીનું મંદિર છે.

## કાશ્મીર.

આ રાજ્ય છેક હિંદુસ્તાનની ઉત્તરે આવેલું છે. એ ખીણુ અને પહાડોનો પ્રદેશ છે. બરફથી છવાયલાં શિખરોને લીધે દેખાવ ઘણો રમણીય છે. હવા ઠંડી અને ખુશનુમા છે. તેથી ઘણા લોકો હવાફેર માટે ઉનાળામાં ત્યાં જાય છે કાશ્મીરની ખીણુ ૨૦થી ૨૫ માઇલ પહોળી અને ૫,૦૦૦થી

૬,૦૦૦ ફુટ ઉંચી છે. એમાં અનેક જાતનાં ફળ ફુલ થાય છે. આ ખીણની અંદર **શ્રીનગર** ( ૧,૪૨,૦૦ ) રાજધાની અને મહારાજાનું ઉનાળામાં રહેવાનું સ્થાન, ઝેલમ નદી પર, ૫,૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે. આ ઘણીજ રમણીય જગા છે અને શેરીમાં હોડીમાં બેસી ફરાય છે. **જમ્મુ** ( ૩૬,૦૦૦ ) પંજાબના સિઆળકોટની ઈશાનમાં ૨૫ માઇલ પર આવેલું છે. અહીં રાજા શિઆળામાં રહે છે. કાશ્મીરના રાજા કાશ્મીર અને જમ્મુના રાજા કહેવાય છે.

## ग्वालीअरनुं राज्य.

આ રાજ્ય હાલ ગવર્નર જનરલનો સીધી દેખરેખ નીચે છે. આ રાજ્યના રાજા અને ઇંદોરના રાજા મરાઠા જાતના છે. ગ્વાલીઅરના રાજા સિંધિઆ નામે ઓળખાય છે. એનો રાજધાની **ગ્વાલીઅર** અથવા **લશ્કર** ( ૭૭,૦૦૦ ) છે. ગ્વાલીએરનો કિલ્લો અંગ્રેજ સરકારે સિંધિઆ સરકારને આપી તેની પાસેથી ઝાંસી લીધું હતું. **ઉજ્જન** સિંધિઆ સરકારને તાબે છે. હિંદુ ખગોળ શાસ્ત્રી ઉજ્જનથી પહેલું રેખાંશ વૃત્ત ગણેછે.

## रजपुताना एजन्सि. (રાજસ્થાન).

આ મોટી એજન્સિ માળવાના ઉચ્ચ પ્રદેશ પર આવેલી છે અને તેમાં વીસ રાજ્યો છે. એ બધાંના ઉપરી એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ અજમેરમાં રહે છે અને તેના હાથ નીચેના રેસીડંટો દરેક રાજ્યમાં રહે છે. એની વચમાં **અરવલ્લીનો** ડુંગર આવેલો છે. તેની પશ્ચિમનો ભાગ રેતીનું રણ છે અને પૂર્વનો ભાગ ફળદ્રુપ છે. અરવલ્લીના દક્ષિણ ભાગમાં **આબુ** શિખર હવા ખાવાનું સ્થળ છે અને ઉનાળામાં એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ત્યાં રહે છે. એમાં આવેલું **સાંભર** સરોવર ખારા પાણીનું સરોવર છે અને તેમાંથી મીઠું પકવવામાં આવે છે.

**જોધપુર** અથવા **મારવાડનું** રાજ્ય બધા રાજ્યોમાં મોટું છે. એની રાજધાનીનું નગર **જોધપુર** ( ૭૩,૦૦૦ ) ૧૪મી સદીમાં જોધા નામના રાજાએ વસાવ્યું હતું.

**જયપુર**નું રાજ્ય નાનું છે પણ ફળદ્રુપ છે. એની રાજધાનીનું નગર **જયપુર** (૧,૨૦,૦૦૦) જયસીંગ બીજાએ ઇ. સ. ૧૭૨૮માં વસાવ્યું હતું. આ નમુનેદાર શહેરમાં રસ્તાઓ સમાંતર છે અને મકાનો એક સરખાં ઉંચાં છે. શહેરમાં સંગ્રહસ્થાન અને વેધશાળા જોવા લાયક છે.

**ઉદેપુર** અથવા **મેવાડ**નું રાજ્ય જયપુર કરતાં પણ નાનું છે. રજપુત રાજાઓમાં ઉદેપુરના રાજા ઉંચા કુળના ગણાય છે, કારણ કે તેઓએ પોતાની કુંવરી મુસલમાન રાજાને આપી નથી. એની રાજધાની **ઉદેપુર**માં રાજનો મહેલ જોવા લાયક છે. એમાં **શ્રીનાથજી**નું વૈષ્ણવોનું જાત્રાનું ધામ અને **શ્રી એકલીંગજી** મહાદેવનું ધામ આવેલાં છે.

**વિકાનેર** ઇ. સ. ૧૪૩૯માં જોધાના છોકરા વિકાએ વસાવ્યું હતું. પાણી રાજ્યમાં ઘણું ઓછું છે. ઉંટસ્વારના લશ્કરની વિકાનેરની ટુકડી ઘણી વખણાય છે. આ સિવાય **જેસલમીર** અને **ભરતપુર** બીજાં રાજ્ય છે. જેસલમીરના રાજા યદુભટ્ટી જાતના રજપુત છે. ઇ. સ. ૧૧૫૬માં જૈસલ નામના રાજાએ જેસલમીર વસાવ્યું હતું. **ભરતપુર** જાત નામના રજપુત રાજાનો પ્રદેશ છે. એની આજુબાજુ માટીનો કિલ્લો બાંધેલો છે અને તે ઘણોજ મજબુત ગણાતો હતો.

## मध्य हिंद एजन्सी.

આ એજન્સીમાં નાનાં મોટાં ૧૫૦ રાજ્યો છે. તેમાં **ઇંદોર**નું મોટું રાજ્ય છે. એમાં વિંધ્ય અને સાતપુડા પર્વતો આવેલા છે જમીન ઘણે ભાગે રસાળ છે ને અફીણ અને ઘઉં મુખ્ય પાક છે. એમાં આવેલા ખંડવાના ઘઉં સૌથી ઉત્તમ ગણાય છે. એમાંનો બુંદેલખંડનો દક્ષિણ ભાગ પહાડી છે અને તેમાં ઘાડાં જંગલો છે. એ પહાડોમાંથી હીરા અને બીજાં અમુલ્ય ખનિજો નીકળતાં. આ એજન્સિનો જે ભાગ બિહારની સરહદ પર છે ત્યાંથી કોલસા નીકળે છે.

**ઇંદોર**ના રાજા હોલકરને નામે ઓળખાય છે. એ નગર (૯૨,૦૦૦) અહલ્યાબાઈએ વસાવ્યું હતું અને ઇ. સ. ૧૮૧૮થી ત્યાં રાજધાની રાખવામાં આવી છે. મધ્યહિંદ એજન્સિના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ આ શહેરમાં રહે છે. એજન્સિના રાજકુમારોને માટે ત્યાં એક કોલેજ છે.

**ભોપાળ**નું રાજ્ય મુસલમાની છે અને ત્રણ પેઢીથી ત્યાં બેગમ રાજ ચલાવે છે. પણ હાલની બેગમને મોટા શાહજાદાઓ છે.

**મહુ** ( ૩૬,૦૦૦ ) ઇંદોરથી ૧૩ માઇલ પર અંગ્રેજી લશ્કરની છાવણીનું સ્થળ છે.

**બુંદેલખંડ**માં **પન્ના** અને **તહેરી**નાં રાજ્ય આવેલાં છે. તહેરીના રાજા બધા બુંદેલા રાજાઓમાં મોટા ગણાય છે. બુંદેલા રજપુતોએ આ મુલક ૫૦૦ વર્ષ પર પોતાના કબજામાં લીધો અને એ રજપુતો પરથી આ ભાગનું નામ બુંદેલખંડ પડયું છે.

**રેવા, ધાર** અને **રતલામ** એ બીજાં નાનાં રાજ્યો છે.

## पश्चिम हिंदुस्तानना राज्यनी एजन्सि.

કચ્છ, કાઠિઆવાડ **એજન્સિ** અને **પાલનપુર એજન્સિ** એ ત્રણ રાજ્યો ઇ. સ ૧૯૨૪થી વાઇસરૉયની સીધી દેખરેખ નીચે મૂકવામાં આવ્યાં છે. કાઠિઆવાડ એજન્સિમાં નાનાં મોટાં રાજ્યો આવેલા છે અને તેના પૂર્વ અને પશ્ચિમ કાઠિઆવાડ એમ બે ભાગ પાડેલા છે કચ્છની રાજધાની **ભૂજ** છે. કાઠિઆવાડમાં **ભાવનગર, ગોંડળ, જુનાગઢ, પોરબંદર, ધ્રાંગધ્રા, જાફરાબાદ, રાજકોટ** વગેરે રાજ્યો આવેલાં છે. પાલનપુર એજન્સિમાં **પાલનપુર** અને **રાધનપુર** એ બે મોટાં રાજ્યો છે. એમાં **રાજકોટ** એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું સદર સ્ટેશન છે.

## पंजाबना राज्योनी एजन्सि.

પંજાબના રાજ્યો પણ વાઇસરૉયની સીધી દેખરેખ નીચે મૂકવામાં આવેલાં છે. તેમાં **ભાવલપુર** અને **પતિઆળા** નામનાં બે મોટાં રાજ્યો છે. ભાવલપુરનું રાજ્ય મુસલમાની છે, અને રણ સુધી ફેલાએલું છે. પતિઆળા શીખ રાજ્યોમાં મોટું અને ફળદ્રુપ છે. **ઝિંદ, નાભા** અને **કપુર્થલા** એ બીજાં નાનાં શીખ રાજ્યો છે. એમાં પતિઆળા એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું સદર સ્ટેશન છે.

## मद्रासना राज्योनी एजन्सि.

આ રાજ્યો પણુ વાઇસરોયની દેખરેખ નીચે છે. એમાં **ત્રાવણુકોર** **અને કોચીન** એ બે મોટાં રાજ્ય છે. ત્રાવણુકોરનું દેશી રાજ્ય પહાડોવાળું દરીઆકિનારા પર છે. દરીઆકિનારા પર મુખ્ય પેદાશ નાળિએર અને સોપારી છે અને તેને લગતા કાથાના દોરડાં બનાવવાનાં ત્યાં કારખાનાં છે. પહાડોવાળા ઉચ્ચ પ્રદેશ પર બુંદ, ચા, મરી, અને એલચી થાય છે. **ત્રિવેંદ્રમ** ત્રાવણુકોરની રાજધાની અને બંદર છે. વળી ત્રિવેંદ્રમ એજન્સિના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું સદર સ્ટેશન છે.

**કોચીન**નું રાજ્ય ભરૂચ જિલ્લા જેવડું છે. અહીં પણુ કિનારા ઉપર નાળિએર અને પહાડો પર બુંદ અને એલચી થાય છે. આ રાજ્યનું મુખ્ય શહેર **અર્નંકોલમ** છે.

## स्वतंत्र राज्यो.

### नेपाळ.

**નેપાળ** હિમાલયમાં સ્વતંત્ર રાજ્ય છે. એ ગુરખાઓનો પ્રદેશ છે. આ પહાડી પ્રદેશ છે પણુ નીચલા ભાગમાં ખેડાણુ કરવા લાયક જમીન છે. તેરાઇના જંગલમાં સાગ અને સીસમ ઉત્પન્ન થાય છે ગુરખા નામના રજપુતોએ આ દેશ ઇ. સ. ૧૭૬૭માં જીતી લીધો ત્યારથી તેમની વસ્તી ત્યાં વધારે છે. આ ગુરખાઓ લશ્કરમાં નોકરી કરે છે અને શીખોના જેવા બહાદુર છે. રાજા સિસોદીઆ રજપુત છે. બ્રિટિશ રેસીડંટ રાજધાનીમાં રહે છે, પણુ તે રાજ્યના કામની અંદર હાથ ઘાલતા નથી. **ખટમં** (૫૦,૦૦૦) ખીણુમાં આવેલું શહેર છે. હિમાલયનાં ઉંચાં શિખરો **ધવલગિરિ** અને **એવરેસ્ટ** આ પ્રદેશમાં આવેલાં છે.

### भुतान.

**ભુતાન**નું સ્વતંત્ર રાજ્ય સિકિમની પૂર્વે આવેલું છે. બ્રિટિશ રૈયત પર જુલમ કરવાના વાંકથી એનો કેટલોક ભાગ ઇ. સ. ૧૮૬૩માં ખાલસા કરવામાં આવ્યો હતો. આ રાજ્યની નિકાસ ઊન, મીણુ, કસ્તુરી અને ઘોડા છે.

## फ्रेंच संस्थानो.

**પોંડીચેરી** ( ૧,૮૫,૦૦૦ ) કોરોમાંડલ કિનારા પર આવેલું છે અને ત્યાં ફ્રેંચ ગવર્નર જનરલ રહે છે. આ સિવાય બીજાં સંસ્થાનો **ચંદ્રનગર** હુગલી નદી પર, **કારીકલ** કાવેરીના મુખ આગળ, **યાનન** ગોદાવરીના મુખ આગળ અને **માહી** મલબાર કિનારા પર છે.

## फिरंगी संस्थानो.

**દીવ, દમણ અને ગોવા** ફિરંગી લોકોનાં સંસ્થાનો છે. દીવ કાઠિઆવાડની દક્ષિણે, દમણ સુરત જિલ્લાની દક્ષિણે અને ગોવા રત્નાગિરિ અને કાનડા જિલ્લા વચ્ચે આવેલું છે. ત્રણે સંસ્થાનો બંદરો છે અને હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે આવેલા છે.

## सिलोन.

હિંદુસ્તાનની દક્ષિણે આવેલો **સિલોન, સિંહલદ્વીપ** કે લંકાનો ટાપુ હિંદુસ્તાનનો ભાગ છે અને બ્રિટિશ રાજ્યને તાબે છે પણ તે હિંદુસ્તાનના વાઇસરૉયનો સત્તા નીચે નથી. એ મનારના અખાત અને પાકની સામુદ્રધુનીને લીધે હિંદુસ્તાનથી જુદો પડયો છે. ઇ. સ. ૧૭૯૬માં અંગ્રેજ લોકોએ આ ટાપુનાં વલંદા સંસ્થાનો વલંદા પાસેથી લઈ મદ્રાસ ઇલાકામાં જોડી દીધાં હતાં પણ ઇ. સ. ૧૮૦૧માં એને હિંદુસ્તાનના વાઇસરોયની સત્તા નીચેથી કાઢી એનું ક્રાઉન કોલોની કરવામાં આવ્યું હતું. અહીં ગવર્નર રાજ્ય ચલાવે છે ને તે સંસ્થાનોના સેક્રેટરીની દેખરેખ નીચે છે.

અહીં સિંહાલી લોકોની વસ્તી વધારે છે. તેઓ શામળા છે. એ લોકો ઉપરથી આ બેટનું નામ સિંહલદ્વીપ પડયું છે. મુખ્ય નિકાસ ચા, બુંદ, નાળિએર, સિંકોના, રબર, તજ અને એલચી છે. ખનિજમાં પ્લમબેગો મુખ્ય છે. મનારના અખાતમાંથી મોતી નીકળે છે. દરીઆ કિનારા પર આ બેટ આવેલો છે તેથી દરીઆ કિનારા પરના ઝાડની ઉપજ નાળિએર છે. મધ્યમાં પહાડો આવેલા છે તેથી તેના ઉચ્ચપ્રદેશો પર :

ચા, ખુંદ અને સિંકોના થાય છે. રબરનાં ઝાડ જંગલમાં ઘણું ઉછેરવામાં આવે છે. આ ટાપુ પર નૈર્ઋત્યનો વરસાદ પડી હિંદુસ્તાન તરફ મુસાફરી કરતો આવે છે.

**કોલંબો** ( ૧,૫૮,૦૦૦ ) રાજધાની અને મુખ્ય બંદર છે. એ બંદરેથી ચા, ખુંદ, કોપરેલ અને તજ ચઢે છે.

**ત્રિંકોમાલી** દરિઆઈ લશ્કરી વહાણોનું મુખ્ય મથક હતું.

આ ટાપુના ગર્વનરની દેખરેખ નીચે **માલદ્વીપ** (હજાર ટાપુ) નામના ટાપુઓનો સમુહ છે. તેની વસ્તીનો ઘણો ભાગ મુસલમાન છે. ત્યાંના રાજા સિલોનના ગર્વનરના તાબા નીચે છે. આ ટાપુની મુખ્ય પેદાશ નાળિએર છે.

## નદીઓ, મેદાનો વગેરે.

પૃથ્વી ઉપર પાણી નિયત્ર વસ્તુ નથી. પાણી સુકાય છે એટલે પાણીની વરાળ બને છે, તે ઉચે ચઢે છે, તેનાં વાદળાં બને છે ને તેનો વરસાદ થાય છે. વરસાદ જમીન પર પડે છે, તે પાણી નદીમાં જાય છે, અને નદીમાંથી પાણી પાછું મહાસાગરમાં જાય છે અને ત્યાંથી પાછી તેની વરાળ બની ઉંચી ચઢે છે. એટલે પાણીની સ્થિતિમાં ફેરફાર થયાજ કરે છે.

સૂર્યનો પ્રકાશ મહાસાગર પર પડે છે, અને તેથી પાણી ગરમ થઈ તેની વરાળ બને છે. તે વરાળ ઉચી ચઢે છે અને વાતાવરણના ઠંડા મુલકમાં તેના વાદળાં બને છે. એ વાદળાં પહાડોના ઠંડા મુલકમાં મુસાફરી કરતાં જાય છે ત્યારે તેનો વરસાદ બને છે અને તે ડુંગર પર પડી તેનું પાણી નીચે ઉતરે છે અને નદી બને છે. નદી વહેતી વહેતી આગળ જઈ સમુદ્રને મળે છે ને સમુદ્રનું પાણી પાછું ઉંચે ચઢે છે. પણ હંમેશાં વરસાદનાજ પાણી નદીનું મૂળ છે એમ નથી. તે ઝરામાંથી, હીમ* નદીમાંથી અથવા બરફના ડુંગરના પીગળેલા પાણીમાંથી પણ ઉત્પન્ન થાય છે. સિંધુ અને ગંગા નદી હીમ નદીઓમાંથી નીકળેલી નદીઓ છે.

* બરફના સરતા ડુંગરોનું પાણી થઈ વહે છે તેને હીમ નદી કહે છે.

કેટલીક વખતે દેશોમાં અમુક ભાગ ઉંચા હોય છે અને તેના ઢાળની એક બાજુની નદી એક તરફ વહે છે અને ઢાળની બીજી બાજુની નદીઓ બીજી તરફ વહે છે. એ વચલો ઉંચો પ્રદેશ જળક્ષેપક[1] પ્રદેશ કહેવાય છે. જે સઘળા મુલકનું વરસાદનું પાણી એકજ નદીમાં આવે છે તે તે નદીનો પ્રદેશ કહેવાય છે. જેમકે ગંગા નદીનો પ્રદેશ આખો બંગાળા અને સંયુક્ત પ્રાંતો છે.

નદીના મુખ તરફ ઉભા રહીએ તો આપણા જમણા હાથ તરફનો કિનારો તે નદીનો જમણો કિનારો અને ડાબા હાથ તરફનો કિનારો તે ડાબો કિનારો કહેવાય છે. નદી જે જગ્યાએ સમુદ્રને મળે છે તે નદીનું મુખ કહેવાય છે.

નદીના મુખ આગળ કેટલીક વખતે ચગાનો ત્રિકોણાકાર પ્રદેશ ( ડેલ્ટા ) હોય છે. ગોદાવરી, ગંગા વગેરે નદીના મુખ આગળ આવા પ્રદેશો છે.

**ઝરાઓ** અને **કુવાઓ**:—વરસાદનું પાણી જે પડે છે તેમાંનું કેટલુંક પાણીસપાટી પર વહી જઈ નદીમાં થઈ સમુદ્રને મળે છે અને કેટલુંક પાણી જમીનમાં ઉતરે છે. ખડકોના બે પ્રકાર છે—**અભેદ્ય** અને **ભેદ્ય.** રેતી, કાંકરા અને ચાકવાળી માટી એ ભેદ્ય ખડક છે અને તેમાથી પાણી નીચે ઉતરે છે અને ચીકણી માટી, અને કેટલીક જાતના પત્થર માંથી પાણી જમીનમાં નીચે ઉતરતું નથી તે અભેદ્ય ખડક છે. વરસાદ પડે છે ત્યારે એ પાણી ભેદ્ય ખડકમાંથી ઉતરી નીચે અભેદ્ય ખડક પર જાય છે અને ત્યાં એકઠું થાય છે. અભેદ્ય ખડકનાં પડો સીધાં કેટલીક વખતે પહાડો સુધી ગયેલા હોય છે. એવાં બે પડ વચ્ચેનું પાણી પહાડ ઉપર **ઝરણ** વાટે વહયાજ કરે છે, અને તેની નદી થાય છે. **કુવા** ખોદીએ છીએ ત્યારે પણ એવા અભેદ્ય ખડક પર રહેલું પાણી નીકળે છે. કેટલાક શહેરોમાં (વીરમગામમાં) ઉંડા પાતાળ કુવા ખોદવામાં આવે છે અને તેમાંથી પાણી એકદમ ઉપર

---

૧ દિલ્હી આગળનો પ્રદેશ જળક્ષેપક પ્રદેશ છે. તેની એક બાજુની નદી પૂર્વ તરફ જાય છે અને બીજી બાજુની નદી પશ્ચિમ તરફ જાય છે.

વહુધાજ કરે છે. કુવાનું પાણી જમીનની અંદર રહેલા ક્ષારને લીધે કેટલીક વખતે ક્ષારથી મિશ્રણ થયેલું હોય છે. ક્ષાર ઉપરાંત બીજાં પણ ખનિજો તેમાં મળેલાં હોય છે. આવા ખનિજ મિશ્રિત પાણીવાળા કુવા, અને ઝરણોનાં પાણીમાં જુદા જુદા ગુણ હોય છે અને અમુક રોગો મટાડવામાં અમુક કુવા કે ઝરણનું પાણી પ્રખ્યાતિ પામેલું આપણે સાંભળીએ છીએ.

**ખીણો અને મેદાનોઃ**—કુદરતી કારણો (જવાળામુખી વગેરે) ને લીધે જમીન ઉપર મેદાનો અને ખીણો બને છે. નદીઓથી પણ ખીણો અને મેદાનો બને છે નદીઓ પોતાના શરૂના માર્ગમાં ગમે તેવા જમીનને ચીરીને ખીણ બનાવે છે. પણ એ ખીણો ધીમે ધીમે ઘસાતી જાય છે અને બાજુ ના ખડકો ઘસાઇને તેમાં તેનાં કાંકરા માટી વગેરે પડે છે. આમ કાળે ખીણો ધમાઇને મોટાં મેદાનો બની ગયેલાં છે, અથવા તો અસલની [illegible] પુરાઇને મેદાનો બન્યાં છે.

**આબોહવા.**—પૃથ્વીના કોઈ ભાગની હવા ગરમ અને ભેજવાળી કોઇની ભેજવાળી અને ઠંડી અને કોઇની ગરમ અને સુકી હોય છે. અમદાવાદની હવા ગરમ અને સુકી છે અને મુંબઇની હવા ગરમ અને ભેજવાળી છે. હમેશા સુકી હવા ગુણકારી છે. એ હવાના ફેરફારનાં કારણો નીચે પ્રમાણે છે -(૧) સમુદ્રની સપાટીથી દેશની ઉંચાઈ, (૨) દેશના અક્ષાંશ, (૩) સમુદ્રથી દેશનું અંતર વગેરે.

દરિયાની સપાટી પાસેની હવા ઘટ્ટ અને ભીની હોવાથી ગરમી વધારે સંઘરે છે. પરાવર્તનથી પૃથ્વી પર પડેલી ગરમી પાછી ફેંકાવાથી પણ હવાના નીચલાં પડને વિશેષ ગરમી મળે છે. આ કારણને લીધે જેમ ઉંચે જઇએ તેમ ઉષ્ણતામાન ઘટતું જાય છે. આસરે ૩૦૦ ફુટની ઉંચાઇએ ઉષ્ણતામાપક યંત્રમાં પારો એક અંશ ઉતરે છે. આજ કારણથી હિંદુસ્તાન ઉષ્ણકટિબધમાં હોવા છતાં તેમાંની ઉંચી ટેકરીઓ ઉપર ઉનાળામાં ઠંડક હોય છે. સીમલા, મહાબળેશ્વર, દાર્જીલીંગ, ઉત્તાકામંડ વગેરે સ્થળોમાં આ કારણને લીધે ગવર્નરો અને અમલદારો ઉનાળામાં પોતાનો મુકામ રાખે છે. હિમાલય ઉપર ઉંચાણને લીધેજ બારે માસ બરફ રહે છે.

**અક્ષાંશ અને રેખાંશ**:—કોઈ પણ જગ્યા શોધી કાઢવાને બે માપની જરૂર છે. ઉત્તર કે દક્ષિણ અને પૂર્વ કે પશ્ચિમ અંતર અને તે અંતરો બે અમુક નિર્માણ કરેલી જગાએથીજ હોવું જોઇએ. દાખલા તરીકે અમુક જગા શોધી કહાડવી છે. તે વિષુવવૃત્તથી પાંચ અંશ ઉત્તરે છે એમ કહેવામાં આવે તો તેથી કંઈ તે જગા જડતી નથી. કારણ કે વિષુવવૃત્તને સમાંતર પાંચ અંશ પર આવેલા વર્તુળમાં એવી ઘણીજ જગાઓ છે. તેથી વધારામાં એમ કહેવામાં આવે કે તે વિષુવવૃત્ત પરના અમુક બિંદુમાંથી જતા વર્તુળથી આટલા અંશ પૂર્વે કે પશ્ચિમે છે તો તરતજ શોધી કાઢવામાં આવે છે. વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ અંતર તે **અક્ષાંશ** અને વિષુવવૃત્તના અમુક બિંદુમાંથી જતાં વર્તુળથી પૂર્વ પશ્ચિમ અંતર તે **રેખાંશ.**

આની વધારે સમજુતી આપવાને નીચેના શબ્દોની સમજુતીની જરૂર છે. આ શીખવતી વખતે પૃથ્વીનો ગોળો હાજર રાખવો.

**ધરી**:—પૃથ્વીના મધ્યબિંદુમાં થઈ જે લીટી જાય છે અને જે પર પૃથ્વી ફરે છે તેને પૃથ્વીની **ધરી** કહે છે. એ ધરીના જે બે છેડા છે તેને **ધ્રુવ** કહે છે. ઉત્તર છેડો તે **ઉત્તરધ્રુવ** અને દક્ષિણ છેડો તે **દક્ષિણધ્રુવ.** પૃથ્વીનો ઉત્તરધ્રુવ આકાશના ઉત્તરધ્રુવની બરાબર સામા છે અને આકાશી ઉત્તરધ્રુવ પર ધ્રુવનો તારો આવી રહેલો છે. તેથી કેટલીક




વખતે અક્ષાંશ ધ્રુવના તારાની ક્ષિતિજથી ઉંચાઈ પરથી પણ માપવામાં

આવે છે. વિષુવવૃત્ત ઉપર ધ્રુવનો તારો ક્ષિતિજ પર હોય છે અને જેમ જેમ ઉત્તરમાં જઈએ છીએ તેમ તેમ ધ્રુવનો તારો ક્ષિતિજથી ઉંચો દેખાય છે. મુંબઈમાં ધ્રુવનો તારો ૧૯° અંશ ઉંચો છે તો મુંબઈનાં અક્ષાંશ ૧૯° અંશ છે.

**વિષુવવૃત્તઃ**—પૃથ્વી ઉપર બંને ધ્રુવની સરખે અંતરે વચ્ચો વચ્ચ એક પૂર્વ પશ્ચિમ જાય એવું વર્તુળ કાઢેલું છે તેને **વિષુવવૃત્ત** કહે છે. ( **વિષુવ** સમાનઃ પૃથ્વીના સમાન ભાગ થાય તેવું વર્તુળ. )

**ગોળાર્ધઃ**—વિષુવવૃત્તથી પૃથ્વીના ગોળાના બે સરખા ભાગ થાય છે. તેમાંનો ઉત્તર તરફનો ભાગ તે ઉત્તર ગોળાર્ધ અને વિષુવવૃત્તની દક્ષિણનો ભાગ તે દક્ષિણ ગોળાર્ધ કહેવાય છે.

**અંશ, કળા,** વગેરેઃ—વર્તુળના ૩૬૦ ભાગ થાય છે અને તે દરેકને **અંશ** કહે છે. એક અંશના ૬૦ ભાગ થાય છે અને તે દરેકને **કળા** કહે છે અને કળાના ૬૦ ભાગ થાય છે અને તેને **વિકળા** કહે છે. એ લખવાની રીત નીચે પ્રમાણે છે. ૪૫°, ૨૩', ૧૫" ( ૪૫ અંશ, ૨૩ કળા અને ૧૫ વિકળા ).

**અક્ષાંશવૃત્તઃ**—વિષુવવૃત્તથી ધ્રુવ સુધી વિષુવવૃત્તને સમાંતર બીજાં વર્તુળો દોરીએ તો એ બધાં **અક્ષાંશવૃત્ત** કહેવાય છે. વિષુવવૃત્તની ઉત્તરમાં દોરેલાં તે **ઉત્તર અક્ષાંશવૃત્ત** કહેવાય છે અને વિષુવવૃત્તની દક્ષિણમાં દોરેલાં તે **દક્ષિણ અક્ષાંશવૃત્ત** કહેવાય છે. ધ્રુવથી એક લીટી વિષુવવૃત્તની સપાટી ઉપર દોરીએ તો બેની વચ્ચે એક કાટખુણો થાય છે. કાટખુણાના ૯૦° ભાગ કલ્પેલા છે અને તે દરેકને અંશ કહે છે. અમુક



**અક્ષાંશવૃત્ત**

જગાનું વિષુવવૃત્તથી, ઉત્તરમાં કે દક્ષિણમાં, અંશમાં જે અંતર થાય છે

તે તેના અક્ષાંશ કહેવાય છે. ધ્રુવ વિષુવવૃત્તથી ૯૦° અંશને અંતરે છે. તેથી ધ્રુવ ૯૦° અક્ષાંશ પર છે એમ કહેવાય છે. વિષુવવૃત્ત ઉપર જે સ્થળ છે તેના અક્ષાંશ શૂન્ય છે. લીંબુ ઉપર કાપો મુકવાથી અક્ષાંશવૃત્તનો ખ્યાલ આપી શકાય છે.

એક લીંબુ લો. તેના બે બિંદુઓ ઉપર નીચે રાખી વચ્ચોવચ્ચથી મધ્યબિંદુમાં થઈને જાય તેવો આડો સીધો કાપ મુકો અને પછી તેને સમાન્તર ઉપર અને નીચે બીજા આડા કાપ મૂકો. હવે આખું લીંબુ એકદું સામે રાખીને જુઓ તો તમને અક્ષાંશવૃત્તોનો સારો ખ્યાલ આવશે. વચલું વૃત્ત તે વિષુવવૃત્ત છે અને બાકીના ઉત્તર દક્ષિણ વૃત્તો તે અક્ષાંશવૃત્તોનો ખ્યાલ આપશે.

**યામ્યોત્તરવૃત્તઃ**—પૃથ્વીના ગોળાના બે ધ્રુવમાંથી ઉત્તર દક્ષિણ જે વૃત્ત જાય છે તેને યામ્યોત્તરવૃત્ત કહે છે.

અક્ષાંશ જાણ્યાથી કોઈ પણ જગા શોધી કઢાતી નથી કારણ કે એકજ અક્ષાંશ પર એટલે એકજ વૃત્ત પર ઘણાંજ શહેરો આવેલાં હોય છે. માટે અમુક ઉત્તર દક્ષિણ વૃત્તથી (યામોત્તરવૃત્ત) તે જગાનો પૂર્વ પશ્ચિમ અંતર જાણવાની જરૂર છે અને તે અંતર તે રેખાંશ કહેવાય છે. આ કારણને લીધે યામ્યોત્તર વૃત્તો **રેખાંશવૃત્તો** પણ કહેવાય છે અને તે



રેખાંશવૃત્ત

વિષુવવૃત્ત ને છેદે છે. વિષુવવૃત્તના ૩૬૦ અંશ છે. તો અમુક વૃત્તથી તે જગા વિષુવવૃત્ત પર ઉત્તર દક્ષિણ જનારા વૃત્તને કેટલે અંતરે પૂર્વ પશ્ચિમ છે તે જાણ્યાથી એકદમ તે જગા શોધી કઢાય છે.

જેવી રીતે લીંબુ ઉપર કાપ મૂકી અક્ષાંશવૃત્તનો ખ્યાલ આપી શકાય તેવીજ રીતે લીંબુ ઉપર ઉભા કાપ મૂકી યામ્યોત્તરવૃત્ત સમજાવી શકાય છે. એક લીંબુ લો. આ વખતે ઉપરના બિંદુઓમાં થઇને મધ્યબિંદુમાં થઇને જાય એવા ઉભા સીધા કાપ મુકો એટલે રેખાંશવૃત્તને ઠેકાણે વર્તુળ દેખાશે. આવા ઘણા કાપ મૂકીએ તો પણ બધા કાપ ધ્રુવોમાં અને મધ્યબિંદુમાં થઇને જાય અને આગળનાં બધાં અક્ષાંશવૃત્તોને કાટખુણે કાપે. આ કાપો તરફ નજર કરીશું તો તે રેખાંશવૃત્તનો ખ્યાલ આપશે રેખાંશની શરૂઆત ગણવાની રીત જુદા જુદા દેશમાં જુદી જુદી છે. બ્રિટીશ સામ્રાજ્યમાં લંડનની પાસે આવેલા ગ્રીનિચની વેધશાળામાંથી જતા રેખાંશ વૃત્તને પહેલો ગણવાનો ચાલ છે. ત્યાંથી પૂર્વમાં ૧૮૦ અંશ ને પશ્ચિમમાં ૧૮૦ અંશ રેખાંશ ગણાય છે. કોઈ પણ સ્થળના અક્ષાંશ અને રેખાંશ જાણીએ તો તે જગા પૃથ્વીના ગોળા પર શોધી શકાય. અમદાવાદના પૂર્વ રેખાંશ ૭૨° ૪૦′ છે અને ઉત્તર અક્ષાંશ ૨૨° ૫૮′ છે. આ ઉપરથી એમ સમજાય છે કે અમદાવાદ ગ્રીનિચ મીરીડીઅનની (રેખાંશવૃત્ત) પૂર્વે ૭૨° ૪૦′ ને અંતરે છે અને વિષુવવૃત્તથી ઉત્તરે ૨૨° ૫૮′ ને અંતરે છે. કલકત્તાના અક્ષાંશ ૨૨°′ ૩૪′ ઉત્તર અને રેખાંશ પૂર્વ ૮૮° ૩૨′ છે. આ ઉપરથી કલકત્તા વિષુવવૃત્તથી ૨૨° ૩૪′ને અંતરે ઉત્તરે છે અને ગ્રીનિચ યામ્યોત્તરવૃત્તથી ૮૮° ૩૨′ ને અંતરે છે.

રેખાંશ ઉપરથી વખત શોધી કાઢવામાં આવે છે, અથવા સ્થાનીક વખતો ઉપરથી રેખાંશ શોધાય છે. પૃથ્વી ૨૪ કલાકમાં ૩૬૦ અંશ ફરે છે તો કલાકમાં ૧૫ અંશ ફરે છે અને ચાર મીનીટમાં એક અંશ ફરે છે, બ્રિટિશ સામ્રાજ્યમાં ગ્રીનિચમાંથી જતું રેખાંશવૃત્ત પહેલું રેખાંશવૃત્ત કહેવાય છે અને તેના રેખાંશ સુન્ય છે. જ્યારે ગ્રીનિચમાં બપોરના બાર વાગેલા હોય છે ત્યારે ન્યુ ઝીલાંડમાં રાતના બાર વાગેલા હોય છે કારણ કે ન્યુ ઝીલાંડ બરાબર ૧૮૦° પૂર્વ છે. બે જગ્યા વચ્ચે ૧૫°નો અંતર હોય છે તો તેના વખતમાં એક કલાકનો ફેર પડે છે. પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે, તેથી પૂર્વ તરફની જગામાં પહેલો સૂર્યોદય થાય છે. તેથી જ્યારે ગ્રીનિચ ટાઇમથી કોઇ જગાનો વખત વધારે હોય છે ત્યારે તે પૂર્વમાં, અને ઓછો હોય છે ત્યારે તે પશ્ચિમમાં હોય છે. જે વખતે મુંબઇમાં બપોરના લોકલ બાર

વાગ્યા હોય છે ત્યારે ગ્રીનિચમાં સવારના ક. ૭-૮ મિનીટ હોય છે. એટલે મુંબઇ ગ્રીનિચની પૂર્વે છે. મુંબઇના રેખાંશ. ૭૨° ૫૪′ છે એટલે ૪ ક. ૫૨ મી.નો ફેર છે. મદ્રાસના રેખાંશ ૮૦° ૨૪′ છે એટલે મુંબઇ અને મદ્રાસના રેખાંશ વચ્ચે ૭॥ અંશનો ફેર છે તેથી મુંબઇ ટાઇમ અને મદ્રાસ ટાઇમ વચ્ચે બરાબર અડધા કલાકનો ફેર છે. આજ કારણને લીધે મુંબઇમાં જ્યારે નવ વાગેલા હોય છે ત્યારે મદ્રાસ ટાઇમ સાડા નવ હોય છે, અને તેજ વખતે કલકત્તામાં ૧૦ વાગેલા હોય છે કારણ કે કલકત્તા મુંબઇથી પૂર્વે ૧૫° રેખાંશ પર છે. મુંબઇમાં હાલમાં જે ટાઇમ ચાલે છે તે સ્ટાન્ડર્ડ ટાઇમ છે ને તે ગ્રીનિચના ધોરણ પર રાખેલો છે. એ કૃત્રિમ વખત છે. જ્યારે ગ્રીનિચમાં સવારના સાત વાગેલા હોય છે ત્યારે મુંબઇનો સ્ટાન્ડર્ડ ટાઇમ બપોરના ૧૨-૩૦-૧૫ સેકંડ હોય છે અને તેજ વખતે સ્થાનીક ટાઇમ સવારના ૧૧-૫૨ મિનીટ હોય છે. સૂર્યની દેખીતી ગતિ પરથી જે વખત નક્કી થાય છે તે તેજગાનો સ્થાનિક વખત કહેવાય છે.

આ પ્રમાણે ગ્રીનિચનો ટાઇમ અને અમુક શહેરનો સ્થાનીક ટાઇમ જાણીએ તો તે પરથી રેખાંશ શોધી કાઢી શકાય છે.

હિંદુસ્તાનનાં રેખાંશ લગભગ ૬૭° થી ૯૭° પૂર્વ છે એટલે કે ૩૦ અંશનો ફેર છે અને તેથી વખતમાં બે કલાકનો ફેર પડી શકે છે. આગગાડી ઉપર જો દરેક શહેર પોતાનો ટાઇમ રાખે તો લોકોને અગવડ પડે તેથી સરકારે સ્ટાન્ડર્ડ ટાઇમ રાખેલો છે. આ વખત મુંબઈ ટાઇમથી ૩૮ મીનીટ વધારે છે.

**પડછાયો:** સૂર્યની સામી દિશાએ હંમેશાં પડછાયો પડે છે. સૂર્ય જ્યારે સવારે પૂર્વમાં ઉગે છે, ત્યારે માણસનો અથવા લાકડીનો પડછાયો પશ્ચિમમાં પડે છે અને તે વખતે લાંબામાં લાંબો પડછાયો હોય છે કારણ કે સૂર્ય ક્ષિતિજ પર હોય છે. એ પડછાયો ટુંકો થતો થતો બાર વાગે શુન્ય થાય છે અને પછી જેમ સૂર્ય પશ્ચિમ ભણી જતો જાય છે તેમ પડછાયો પૂર્વમાં વધતોજ જાય છે, અને છેક સાંઝે જ્યારે સૂર્ય આથમે છે ત્યારે પૂર્વમાં લાંબામાં લાંબો પડછાયો હોય છે.

સૂર્યના તડકા ઉપરથી કલાક માપવાને સનડાયલ (છાયાયંત્ર) નામનું એક તરેહનું ઘડીઆળ અસલ ઘણું સાધારણ હતું. એવું છાયાયંત્ર હજુ જુની વેધશાળામાં જોવામાં આવે છે અને તેનો ઉપયોગ કરવામાં આવે છે. ઉદેપુરમાં એવું છાયાયંત્ર વખત જોવાના કામમાં ઉપયોગમાં લેવામાં આવે છે. દિલ્હીમાં એવું છાયાયંત્ર છે અને તે પણ દરરોજ વખત જોવાના કામમાં આવે છે. ભરૂચમાં વલંદા લોકોએ પોતાની કોઠીમાં એવું છાયાયંત્ર રાખ્યું હતું અને હજુ પણ તે છાયાયત્ર વખત બતાવી શકે છે. તેમાં એક સોય તે જગાના અક્ષાંશ પ્રમાણે એટલે અક્ષાંશને ખુણે ઉત્તર ધ્રુવ તરફ રાખેલી હોય છે. તેનો પડછાયો સૂર્યોદય વખતે જે જગાએ પડે છે તે જગા ઉપર કલાક છ માંડેલા હોય છે ને તે સળીઆનો પડછાયો બદલાતાં બદલાતાં સાંઝ સુધી તે ઘડીઆળ કલાક બતાવતું જાય છે.



છાયાયંત્ર.

માપનું જ્ઞાન કેટલું અગત્યનું છે તે નીચેના દાખલા ઉપરથી માલમ પડશે. એક ઓરડો ૩૨ ફુટ લાંબો અને ૧૬ ફુટ પહોળો છે. એનો નકશો દોરવો છે. ૩૨ ફુટ લાંબી લીટી કાગળમાં દોરી શકાય એમ નથી તો આપણે ૪ ફુટ લીટીને બદલે ૧ ઇંચ લીટી રાખી ઓરડાનું ચિત્ર દોરીએ તો કાગળપર તે આકૃતિ ૮ ઇંચ




(સ્કેલ એક ઇંચે આઠ ફુટ)




લાંબી અને ૪ ઇંચ પહોળી થશે અને તે આકૃતિનો સ્કેલ ૧ ઇંચે ૪ ફુટ કહેવાય છે. જો ૧ ઇંચે ૮ ફુટ લીટી ગણીએ તો તે આકૃતિની લંબાઈ

૪ ઇંચ અને પહોળાઈ ૨ ઇંચ થશે અને સ્કેલ ૧ ઇંચે ૮ ફુટ કહેવાશે. જો આપણે ૧ ઇંચે ૧૬ ફુટ લઇએ તો તે આકૃતિ ૨ ઇંચ લાંબી અને ૧ ઇંચ પહોળી થશે અને સ્કેલ એક ઇંચે ૧૬ ફુટ થશે. દરેક જાતના નકશા પર જોશો તો માલમ પડશે કે અંતર માપવાને સ્કેલ આપેલો હોય છે. તાલુકાના નકશામાં ૧ ઇંચ ૧ માઇલ બતાવે છે. મોટા નકશામાં ૧ ઇંચ ૧૦૦ માઇલ બતાવે છે. બે જગાનું અંતર નકશામાં માપવું હોય તો ફુટપટીએ બેનું અંતર માપવું. દાખલા તરીકે બે જગા વચ્ચે ૧½ ઇંચનું અતર છે નકશામાં વાંચવાથી જાણવામાં આવે છે કે ૧ ઇંચે ૧૦૦ માઇલનો સ્કેલ છે, તો તે હિસાબે ગણતાં તે બે જગા વચ્ચે ૧૫૦ માઇલનું અંતર છે એમ કહેવામાં આવે છે. (શિક્ષકે ગમે તે નકશો લઈ પ્રાંતોની લંબાઈ પહોળાઈ ફુટપટીએ માપી છોકરાંઓ પાસે આપેલા સ્કેલ વડે માઇલમાં જવાબો કઢાવવા).

## હિંદુસ્તાનના પ્રાંતો અને વસ્તી.

| પ્રાંતોનાં નામ. | ક્ષેત્રફળ. | વસ્તી. |
|---|---|---|
| | ચો. મા. | ઇ. સ. ૧૯૨૧ પ્રમાણે. |
| દિલ્હી | ૫૫૭ | ૪,૮૬,૭૪૧ |
| આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | ૧,૦૭,૨૬૭ | ૪,૫૫,૯૦,૯૪૬ |
| બિહાર અને ઓરિસ્સા | ૮૩,૧૬૧ | ૩,૪૦,૦૨,૧૮૯ |
| બંગાળા ઇલાકો | ૭૬,૮૪૩ | ૪,૬૬,૯૫,૫૯૬ |
| આસામ | ૫૩,૦૧૫ | ૭૬,૦૬,૨૩૦ |
| બ્રહ્મદેશ | ૨,૩૩,૭૦૭ | ૧,૩૨,૧૨,૧૯૨ |
| આંદામાન અને નિકોબાર | ૩,૧૪૩ | ૨૭,૦૮૬ |
| મદ્રાસ ઇલાકો | ૧,૪૨,૩૩૦ | ૪,૨૩,૨૨,૨૭૦ |
| કુર્ગ | ૧,૫૮૨ | ૧,૬૩,૮૩૮ |
| મુંબઈ ઇલાકો | ૧,૨૩,૬૨૧ | ૧,૯૩,૪૮,૨૧૯ |
| મધ્ય પ્રાંતો અને વરાડ | ૯૯,૮૭૬ | ૧,૩૯,૧૨,૭૬૦ |
| અજમેર મ્હેરવાડા | ૨,૭૧૧ | ૪,૯૫,૨૭૧ |
| બલુચિસ્તાન | ૫૪,૨૨૮ | ૪,૨૦,૬૪૮ |
| વાયવ્ય સરહદનો પ્રાંત | ૧૩,૪૧૮ | ૨૨ ૪૭,૬૪૬ |
| પંજાબ | ૯૯,૨૨૨ | ૨,૦૬,૭૮,૩૯૩ |

## દેશી રાજ્યો અને એજન્સિનાં ક્ષેત્રફળ અને વસ્તી.

| | ક્ષેત્રફળ. ચો. મા. | વસ્તી ઇ. સ. ૧૯૨૧ પ્રમાણે. |
|---|---|---|
| મણીપુર (આસામ) | ૮,૪૫૬ | ૩,૮૩,૬૭૨ |
| બલુચિસ્તાન એજન્સિ | ૮૦,૪૧૦ | ૩,૭૮,૯૯૯ |
| વડોદરાનું રાજ્ય | ૮,૧૮૨ | ૨૧,૨૧,૮૭૫ |
| બંગાળાનાં રાજ્યો | ૫,૩૯૩ | ૮,૯૬,૧૭૩ |
| બિહાર અને ઓરિસ્સાનાં રાજ્યો | ૨૮,૬૪૮ | ૩૯,૬૫,૪૩૧ |
| મુંબાઇનાં રાજ્યો | ૬૩,૮૬૩ | ૭૪,૧૨,૩૪૧ |
| મધ્યહિંદ એજન્સી | ૫૨,૨૬૦ | ૬૦,૦૪,૫૮૧ |
| મધ્ય પ્રાંતોમાંનાં દેશીરાજ્યો | ૩૧,૧૭૪ | ૨૦,૬૮,૪૮૨ |
| ગ્વાલિઅરનું રાજ્ય | ૨૫,૧૦૭ | ૩૧,૭૫,૮૨૨ |
| હૈદ્રાબાદનું રાજ્ય | ૮૨,૬૯૮ | ૧,૨૪,૫૩,૬૨૭ |
| કાશ્મિર | ૮૪,૪૩૨ | ૩૩,૨૨,૦૩૦ |
| મદ્રાસના દેશી રાજ્યોની એજન્સિ | ૧૦,૫૪૯ | ૫૪,૬૦,૦૨૯ |
| મ્હૈસૂરનું રાજ્ય | ૨૯,૪૭૫ | ૫૯,૭૬,૬૬૦ |
| વાયવ્ય સરહદનાં રાજ્યો | ૨૫,૪૭૨ | ૨૮,૨૮,૦૦૦ |
| પંજાબનાં રાજ્યોની એજન્સિ | ૩૬,૫૫૧ | ૪૪,૧૫,૪૦૧ |
| રજપુતાના એજન્સિ | ૧,૨૮,૪૮૭ | ૯૮,૫૭,૦૧૨ |
| સીકીમ | ૨,૮૧૮ | ૮૧,૭૨૨ |
| સંયુક્ત પ્રાંતનાં દેશીરાજ્યો | ૫,૦૭૯ | ૧૧,૩૪,૮૨૪ |
| | ૭,૦૯,૫૫૫ | ૭,૧૯,૩૬,૭૩૬ |
| | કુલ...૧૮,૦૨,૬૨૯ | ૩૧,૯૦,૭૫,૧૩૨ |

નિઝામના રાજ્યની ઉપજ રૂ. ૪,૫૦,૦૦,૦૦૦, મ્હૈસુરની રૂ. ૩,૩૪,૬૪,૦૦૦, વડોદરાના રાજ્યની ઉપજ ૧,૬૬,૧૦,૦૦૦ અને કાશ્મીરની ઉપજ રૂ. ૧,૩૫,૪૫,૦૦૦ છે. ગ્વાલિઅરના રાજ્યની ઉપજ રૂ. ૧૮,૯૦,૦૦૦ છે,

## નાનાં દેશી રાજ્યોનાં ક્ષેત્રળ વસ્તી અને મહેસુલ.

| | ક્ષેત્રફળ. ચો. મા. | વસ્તી. ઇ. સ. ૧૯૨૧ પ્રમાણે. | ઉપજ એક પાઉંડ=૧૫ રૂપીઆ. પૌંડ |
|---|---|---|---|
| અલ્વાર | ૩,૧૪૧ | ૭,૦૮,૯૮૨ | ૨,૩૨,૦૦૦ |
| ભરતપુર | ૧,૯૮૨ | ૪,૯૬,૪૩૭ | ૨,૧૦,૦૦૦ |
| વિકાનેર | ૨૩,૩૧૫ | ૬,૬૦,૬૫૬ | ૨,૨૦,૦૦૦ |
| બુંદી | ૨,૨૨૦ | ૧,૮૭,૦૦૦ | ૪૬,૦૦૦ |
| જેપુર | ૧૫,૫૭૯ | ૨૩,૨૯,૦૮૭ | ૫,૩૩,૦૦૦ |
| જેસલમીર | ૧૬,૦૬૨ | ૬૭,૭૦૧ | ૧૪,૦૦૦ |
| જોધપુર | ૩૪,૯૬૩ | ૧૮,૪૧,૬૪૨ | ૪,૪૦,૦૦૦ |
| કોટા | ૫,૬૮૪ | ૬,૨૯,૯૬૨ | ૨,૨૪,૦૦૦ |
| ટોંક | ૨,૫૫૩ | ૨,૮૭,૮૯૮ | ૧,૩૦,૦૦૦ |
| ઉદેપુર | ૧૨,૭૫૬ | ૧૩,૯૩,૨૮૩ | ૧,૭૬,૦૦૦ |
| ભોપાળ | ૬,૯૦૨ | ૬,૯૧,૨૯૯ | ૨,૦૦,૦૦૦ |
| ઇંદોર | ૯,૪૬૯ | ૧૧,૪૮,૧૦૪ | ૪,૨૦,૦૦૦ |
| રેવા | ૧૩,૦૦૦ | ૧૪,૦૧,૬૭૨ | ૧,૮૭,૦૦૦ |
| કચ્છ | ૭,૬૧૬ | ૪,૮૪,૫૨૬ | ૧,૬૭,૦૦૦ |
| કોલ્હાપુર | ૩,૨૧૭ | ૮,૩૨,૦૦૦ | ૩,૮૨,૦૦૦ |
| ખૈરપુર | ૬,૦૫૦ | ૧,૯૩,૧૫૨ | ૧,૦૦,૦૦૦ |
| જુનાગઢ | ૩,૨૮૪ | ૪,૬૫,૨૨૧ | ૧,૯૦,૦૦૦ |
| નવાનગર | ૩,૭૯૧ | ૩,૪૫,૦૦૦ | ૧,૫૧,૦૦૦ |
| ભાવનગર | ૨,૮૬૦ | ૪,૨૫,૦૦૦ | ૨,૮૭,૦૦૦ |
| ત્રાવણકોર | ૭,૧૨૯ | ૪૦,૦૫,૮૪૯ | ૭,૬૧,૦૦૦ |
| કોચીન | ૧,૩૬૧ | ૯,૭૯,૦૧૯ | ૨,૫૪,૦૦૦ |
| કુચબીહાર | ૧,૩૦૭ | ૫,૯૨,૩૭૨ | ૧,૬૪,૦૦૦ |
| રામપુર | ૮૯૯ | ૪,૫૩,૬૦૭ | ૨,૪૦,૦૦૦ |

## એશિઆખંડના દેશો.

| | ક્ષેત્રફળ. ચો. મા. | વસ્તી. |
|---|---|---|
| અફ્ઘાનિસ્તાન | ૨,૪૫,૦૦૦ | ૮૦,૦૦,૦૦૦ |
| અરબસ્તાન | ૧૦,૦૦,૦૦૦ | ૪૦,૦૦,૦૦૦ |
| હેજાઝનું રાજ્ય | ૧,૭૦,૦૦૦ | ૯,૦૦,૦૦૦ |
| નેજદનું રાજ્ય (વહાબીનું રાજ્ય) | | ૪,૦૦,૦૦૦ |
| યમનનું રાજ્ય | ૭૫,૦૦૦ | ૧,૦૦,૦૦૦ |
| એડન | ૭૫ | ૫૪,૯૨૩ |
| ઓમાન | ૮૨,૦૦૦ | ૫,૦૦,૦૦૦ |
| ચીન | ૪૨,૭૭,૧૭૦ | ૩૧,૮૬,૫૩,૦૦૦ |
| મનચુરીઆ | ૩,૬૩,૬૧૦ | |
| સીનકયાંગ | ૫,૫૦,૩૪૦ | ૨૦,૦૦,૦૦૦ |
| મોંગોલીઆ | ૧૩,૬૭,૬૦૦ | ૧૮,૦૦,૦૦૦ |
| ટીબેટ | ૪,૬૩,૨૦૦૦ | ૨૦,૦૦,૦૦૦ |
| હીંદીચીન | | |
| અનામ, કેમ્બોડિઆ, કોચીન ચાઇના, ટોંકીંગ, લેઓસ | ૨,૫૬,૮૭૮ | ૧,૯૭,૪૭,૪૩૧ |
| સિરીઆ | ૬૦,૦૦૦ | ૩૦,૦૦,૦૦૦ |
| જાપાન | ૨,૬૦,૭૩૮ | ૫,૯૪,૬૦,૨૫૨ |
| કાંરીઆ | ૮૫,૨૨૩ | ૧,૭૨,૮૮,૯૮૯ |
| ફોરમોસા | ૧૩,૮૩૯ | ૩૭,૧૪,૮૯૯ |
| સગેલીઅન ટાપુ | ૧૩,૧૪૩ | ૧,૦૫,૮૯૯ |
| ઇરાન | ૬,૨૮,૦૦૦ | ૮૦,૦૦,૦૦૦ |
| સાઇબીરીઆ | ૩૩,૫૭,૪૫૦ | ૧,૦૭,૬૮,૫૫૦ |

